# ઔરત કે આફત?

ખાવીંદને તુચ્છ સમજનારી ઓરત

અને

દગાબાજ દોસ્તને તેની કરણીના
ગયબી માર કેવા પડ્યા તે
બતાવતી એક બોધદાયક વાર્તા



પ્રગટ કર્તા:—
રતનશાહ એફ. અનારીઆ.
ઠે. "વાર્તા વિભાગ" ફેવરીટ,
ક્રાફર્ડ માર્કેટ મુંબઇ.

વાર્તા વિભાગ પુસ્તક ૮૨ મું.

કીંમત..બે..આના




# તદ્દન મફત.

શારીરીક શાસ્ત્રને સમજાવનાર, તંદુરસ્તીનાં નીયમો બતાવનાર, ઉત્તમ સંતતી પેદા થવાનું સાધન કહેનાર અને શરીરના રોગોને મટાડી શરીર બળવાન બનાવવાનો ઉપદેશ આપનાર **જીંદગીનું અમૃત** નામનું વૈદકીય પુસ્તક ૯૦) પાનાનું જે કોઇ એક પોસ્ટ કાર્ડ લખી મંગાવે તેને મફત મોકલાય છે.

દવાં



**[illegible] [illegible] લેપ (રજીસ્ટર્ડ)**

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીઆ આઠ.

**ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ**

**મુંબઇમાં દવા મલવાનું ઠેકાણું:—**

**મેશર્સ કેમ્પ એન્ડ કાં. લીમીટેડ તથા**

**ક્રાફર્ડ મારકેટની અંદર અચારીઆની દુકાન ઉપર**

# ઔરત કે આફત?

ખા૮      ’છ સમજનારી ઔરત અને દગાબાજ

દોસ્ત ... કરણીનો ગયબી માર કેવો પડયો

ત બતાવતી એક બોધદાયક વાર્તા.

લેખક—“એ. ડી. એસ.”

“વાર્તા વિભાગ,” ઠે. ક્રાફરડ મારકેટ અંદર; મુંબઇ.

## પ્રકરણ—૧ લું.

મલબાર હીલ ઉપરના એક આલીશાન બંગલાના એક ઓરડામાં વિવિધ વિચારોમાં અઝીઝ નામનો યુવાન તલ્લીન થયેલો જણાતો હતો. ઘણાક વિચારને અંતે તેનો કંગાલ કહાણી કિસ્સો તેની આંખ આગળ આવી ઉભેલો જણાયો.

ફક્ત તે બનાવને એક વરસ પણ વિંત્યું ન હતું, કે જે પસાર થયેલા વરસમાં એજ અઝીઝ કંગાલ અવસ્થા અને કરજના બોજ હેઠલ એટલો કચડાઇ ગયો હતો કે, એને મોત, સિંહા મોત સિવાય બીજો કોઇ આધાર બાકી ન હતો. તેણે અનેક વખત આપઘાત કરી પોતાની કંગાલ જીંદગીનો કરૂણારસિક કિસ્સો ખતમ કરવાની કોશેષ કીધી હતી, પણ તેના બુલંદ તકદીરના જોરે અશરફખાને તેને અનેક પાપમાં ડુબેલો હોવા છતાં પણ બચાવી લીધો હતો.

અશરફખાન તેને એટલો બધો ચાહતો હતો કે પોતાના ઘરમાં લાવી રાખ્યો, પોતાની નવજવાન ખુબસુરત સોહામણી સ્ત્રી જુબેદા સાથે ઓળખ કરાવી, પોતાના બચ્ચાં દાખલ તેની બરદાસ્ત લેવા માંડી, અને તેના ઉપર

સઘળી ઉમેદો બાંધી હતી પણ આ પાળેલા કુતરાએ તેના તમામ અહે-સાનનો બદલો કેવી રીતે વાળ્યો હતો?

ઘરમાં દાખલ થતાંજ તેની સ્ત્રી જુબેદાને ફરેબથી, નિતીની ઉંચાણ ટેકરી પરથી હવસની ઉંડાણ ખાઇમાં ફસાવી ગબડાવી દીધી હતી.

ઉપલા તમામ તરંગો અઝીઝના દીલમાં ઉછાલા મારી આગલી યાદ સજીવન કરતા હતાં, એટલામાં જુબેદાએ ત્યાં આવી કહ્યું "પ્યારા અઝીઝ શાં વિચારમાં છો?"

"કંઇ નહી પ્યારી જુબેદા," અશરફને ડાકટરે . આપી છે હાલ તેઓ હમણા ભર ઉંઘમાં છે, અને ડોકટરને બી ખાસ બાજુના ઓરડામાં બેસાડેલા છે.

"ચાલો, ત્યારે દવાનો ટાઇમ થયો છે. દવા આપી દઇએ." જુબેદા બોલી.

બન્ને જણા અશરફખાનના ઓરડામાં આવ્યાં. બેશક, એક વખત શાહી દમામથી ગાજી વાજી રહેલો તે ઓરડો હાલમાં ઝાંખી રોશનીમાં સિહા લેબાશ સજી બેઠો હતો. એક નરમ સુંવાળી સેજ પર અશરફખાન દુનિયાની નજરમાં નિંદ્રા દેવીને વશ થયેલો દિસતો હતો. આ હાતમ દિલના બિછાના પાસે એક ટેબલપર પડેલા ફાનુસમાં એક ચેરાગ રોશન હતો, જે ચેરાગ પણ પોતાના માલેકની હાલત ઉપર આંસુ ટપકાવતો હોય એમ સાબીત થતું હતું. તે શરીફ હતો, નેક હતો, નેકોનો રેહબર ફરેશ્તો, અને બુરાઓ સામે બખ્તર સમાન હતો, પણ આજે તેજ પાક પરહેજ-ગારની હાલત ઉપર આંસુ ટપકાવવાને એક કુતરૂં પણ હતું નહિ.

જુબેદા અને અઝીઝ એ ઓરડામાં આવ્યાં."

જુબેદાએ તરતજ એક ટેબલ પાસે જઇ તમામ બાટલીઓ ઉપર એક ઉડતી નજર નાખી, જેમ કરતાં તેને એક સોનેરી રંગની કંઇક પ્રવાહીથી ભરેલું નાનું ફેનસી ગ્લાસ પોતાના હાથમાં લઇ તેમાં એક દવાની નાની બાટલીમાંથી થોડાક સફેદ પ્રવાહીના ટીપાંઓ નાખ્યાં, તે આ કામમાં મશ-ગુલ હતી, ત્યારે તેણે જરા પણ ખ્યાલ ન હતો કે એના શોહરની ઝુકતી ચશમો તેણીના આવા પત્થરને પણ પિગલાવી નાખનારા કુકર્મો ઉપર ટીંગાઇ રહી હતી.

તે ગ્લાસ લઇ આગળ વધી, ઉંચી નજર કરતાંજ તેના શોહરની

આંખ મુકેલી જણાઇ. એના મોઢા ઉંપરની લાલી ઉડી ગઇ. અઝીઝ અને જુબેદા ગભરાઇ ગયાં.

બંને પાપી પુતલાઓની પાપથી છલાછલ થયેલી મટકી આ વખતે ફુટી ગઇ હતી, થોડીક સેકંડ ત્યાં ચુપકીદી પંથરાઇ.

"કેમ ચુપ થઇ ગયાં ? કરી લો, તમારૂં ધારેલું કામ!" ખતમ કરો તમારા પાપની પોથી! મારી બસ એવીજ ઇચ્છા છે કે તમોએ ધારેલું કામ સરંજામ ઉતારવું, તમોએ જેને માટે ખાડો ખોદયો છે તેના કફનની પણ તૈયારી કરો."

બન્નેનો મોતનો ઘંટ એવી રીતે વાગી ચુકયો હતો, કે થથરાવી નાખનારા અવાઝનો જવાબ આપવાને બંને પાપી પલીદોની ઝબાં બંધ થઇ ગઇ હતી. તેઓ બન્ને અશરફખાનની તરફ ટગર ટગર જોતા રહ્યાં. મોતને કીનારે લંગર નાખી બેઠલો આ ઝુંફતો જીવ વધું જુસ્સાથી બોલતો જણાતો હતો.

"ઓ ખુદા, રહેમ કર, મને માફ કર, હું તકસીરવાન છું, ગુનેહગાર છું." જુબેદાથી બોલી પડાયું.

જુબેદાની આ અર્જ સંગદીલ શયતાનનું પણ રકતાશય પિગળાવી પાણી કરી શકે, પણ અશરફખાને તેની કશી પણ દાદ ફરીયાદ સાંભલી નહિ. અને કહ્યું "કમબખ્ત કમજાત જુબેદા, તું અને માફી ? એક લ્યાનત ભર્યું કામ અને તે સરંજામ ઉતારવા માફી ! ? બેહ્યા, બેશર્મ ઓરત, તું ભુલે છે, તારી ચંડાલ ચુંગાળમાં સપડાયેલો ઇનશાન કદાપિ તને માફ કરે, પણ ખુદા, ઓ બેતમીઝા જુબેદા, ઇનશાફી ખુદા તને ઈનશાફથી રિહાઇ આપનાર નથી."

"સમજી લો. તમો બંનેને કોઇ પણ ભોગે મારો હુકમ આજરાત્રે બજાવવો જોઇશે." તેણે આગલ ચલાવ્યું. તમો જે કામ અત્રે પુરૂ કરવાનો કસદ કીધો છે, તે ખુશી સાથે બજાવો. એક પાપી કામ હાર પાડવાની તમો બંને તમારા જબુન જીગરો તૃપ્ત કરવાની ઉમેદ રાખો છો, તે દિલોજાનથી બજાવો. મારો તમામ ખોરાક લુંટી લીધો છે. થોડો શ્વાસ બાકી છે, તે પણ ખુશીથી લુટી લેવ. હું તમોને તેમ કરવાની પરવાનગી આપું છું. જુબેદા, મારી એક વારની પ્યારી પણ ઝહેરી કટારી—જુબેદા, આગળ આવ, અને જે દવા તે ગ્લાસમાં નાંખી છે. તેનાં વધું ટીપાઓ તેમાં

નાંખી તુર્તજ તારા કમનશીબ શોહરની જીંદગીની દોરી બાળી નાંખ. ચાલ, તારી પાસે ઉભેલા આ ચોર ચંડાલની નજર સામે આ કામ બજાવ. મારો તને હુકુમ છે. અગર જો તમો બંને આ કામથી તમારા હાથ ધોવાની ઇચ્છા રાખશો તો હું કુલ દુનિયાને તમારા પાપોથી વાકીફ કરીશ.

"ઓ નહિ, નહિ, મારા ભોળા ભરથાર, મને માફ કરો, ફકત એકજ ભુલને કાજે તારી પરણેતરને ફાંસી ના આપ, ઓ, એક વાર ખુદા પણ માફ કરે છે તો તું ઇનશાન થઇ તારી જુબેદાને માફ નહી કરે ?"

જુબેદા આટલું બોલતાની સાથે જમીનપર ફસડાઇ પડી, અઝીઝે તુર્તજ સમયસુચકતા વાપરી તેને શાંત પાડવાની તજવીજ કરી



## પ્રકરણ—૨જું.

"જુબેદા એ શું નાદાની ! એના બોલવા સામુ ન જો ! બસ હવે તો ખાંડણીમાં માથું મુકયું છે હવે ધપકારાથી બિહવાનું નથી. અગર જો તું નાદાની વાપરશે તો દુનિયામાં તારી હંસી થસે તું ફસી જશે."

પણ અશરફખાનના થથરાવી નાખનારા હુકુમથી જુબેદાની સર્વ હિંમત ઉડી ગઇ હતી. તે પોતાને આ વખતે બિલકુલ ભુલી ગઇ હોય એમ સ્પષ્ટ દેખાતું હતું, એક ચોર ચંડાલને હાથે ફસી તેની મહોબતને ખાતર પોતાના સરના તાજની જીંદગીનો અકાળ અંત લાવવા માટે હવે તે પસ્તાતી હતી. તેના તનની રગેરગમાં પાપ બોલતું હતું એક હાતમ દીલના ખાવિંદે, તેને એવી કીસમનું સુખ આપ્યું હતું કે એ સુખ પરસ્તાનની પરીઓ પણ મેળવવા નશીબવંત નહિ નીવડી હોય ! પણ કમભાગ્યની જુબેદાને અવળે દહાડે અવળુ સુઝ પડયું હતું.

અલબત, તેને ઝહેર આપ્યું હતું. છતાં વધું ઝહેરથી તેને રીબાવવાને આ કઠોર હૈયાની ઓરત ધ્રુજતી હતી. પણ લાચાર, ખાવીંદનો હુકુમ હતો, તે નાના બાટલીમાંથી વધું ટીપાં તે દવાના ગ્લાસમાં નાખ્યાં. પછી તે અશરફખાનને ધરૂજતા હાથે ગ્લાસ સોપ્યું.

જે પીતાંજ અશરફખાન બેહોશ બની ગયો. એક પળની બેફામી પછી તેની ઓરતને તનું સર તકીયા નીચે તેકવવાનો હુકુમ કીધો, અને ફરીને પાછો મરતી વખતનો ઉભરો કાઢયો.

"જુબેદા મારા મરણ પછી તારે અઝીઝ સાથે શાદી કરવી પડશે, તમો બંને એક બીજાને એવા પ્યારથી ચાહતાં શીખ્યાં છો કે જે પાપી પ્યારની બરકતથી તમોએ મને તમારો શીકાર બનાવ્યો છે. મારી ખાએશને માન આપવું જોઇશે, અને અઝીઝ, નિમકહરામ કુતરા, મારી પાસે આવ."

અઝીઝે આ વખતે તેનો હુકુમ બજાવ્યો, જે પછી અશરફખાન ઝહેરની બાટલી સામે આંગળી બતાવતાં બોલ્યો. "જો તારામાં મર્દને છાજતી હિંમત હોય, તું મર્દના નામને શોભાવતો હોય, તો લે, એ ઝહેર પી. તારી જીંદગી ખતમ કર. તારી જીંદગી તારી પાસેજ ઉભેલી આ પાપી ઓરતની હાજરીમાં ખતમ કર, કે જે કમસમજ ઓરતનુ મન ફેરવવા તું નશીબવંત નિવડયો, તારા પાલણહારનું નિમક ખાઈ તેનોજ પગ કરડી ગયો છે."

"ઓ કદી નહિ! કદી નહિ!!" અઝીઝે પાછલ હટી જતાં કહ્યું.

જેમ કરવાથી જુબેદા તરત સમજી ગઈ કે આ હિચકારો પોતાની જીંદગી માટે કરતો હતો, પોતાના શોહરનો હુકુમ અમલમાં મુકવા અચકાતો હતો.

પણ અશરફખાને પોતાની આંખો બંધ થવાની છેલ્લી ઘડી સુધી પીછો છોડયો નહી. અને કહ્યું. "અઝીઝ, મેં તારૂં શું બગાડયું હતું કે તેં મારી જીંદગી સાથે રમત રમવાની બાજી માંડી? બેશક, મારી પરણેતર જુબેદા જેટલી ગુનેહગાર છે, તેથી હજાર દરજજે વધુ ગુનેહગાર તું છે, કેમકે તેં જ્યાં ખાધું છે ત્યાંજ ખોદયું છે, અલબત, તું એક ખુની બુરો ઇનશાન છે, પોતાના પાલણહાર દોસ્ત અને મુરબ્બીના ખુનનો પ્યાસો બને છે તે બુરામાં બુરો ઇનશાન છે, જેનાથી બુરો આ દુનિયામાં જડવો મુશકેલ છે. અઝીઝ! જે હાથે તને જીવાડયો. તેજ હાથ ઉપર તેં કુહાડીના ઘા કીધા છે, જે મુરબ્બીએ તને આપઘાત કરતો બચાવી પોતાના ઘરે લાવી દીકરા દાખલ પાળી અનેક સુખોની સેજ પર બેસાડયો. ખચ્ચીતજ, આ દેશના ઇતિહાસમાં સુનેરી અક્ષરે લખાયેલી કહેતી તેં ખરી પાડી છે કે "પાળેલો કુતરો બેશક પગ કરડે." તારો ગુનોહ સાબીત થયો છે, તું મારા લોહીમાંજ હાથ રંગવાની ખાએશ રાખતો હતો. કે જે ઇચ્છા જો પાર પડે તો તું જુબેદાને પરણી શકે."

આ વખતે તે બીમારનો દમ વધું જોશમાં ચાલતો હતો, પણ હિંમત તેની મદદગાર હતી.

"મારી મરતી વખતની એજ ખાએશ છે કે જે પાપી ચીજે માટે બંનેએ પ્રપંચ રચ્યો હતો. તે તમો બંનેને મુબારક થાય." તે બીમારે પાછું ચલાવતાં કહ્યું. "હું મારા જીવની પરવાહ કરતો નથી, કેમકે પ્યાર વગરની જીંદગી હું ગુંદતી અને કંગાળ માનું છું. પણ હું ઇચ્છું છું કે મારા મોતનો બદલો સંપુર્ણ રીતે મેળવી શકાય, અને આજે ભાર મુકીને કહું છું કે તેનો બદલો તમારા બંનેના લગ્નથી મલી શકશે. મેં એજ ઠરાવ કીધો છે, કે તમો બન્ને લગનના ગાંઠથી જોડાવો કે જે લગનના ગાંઠ પાસ મારા શ્રાપ છે. અને એ શ્રાપ તમોને ફલશે ત્યારે, હું પરવરદીગાર પાસ શુક્ર અદા કરીશ. કે મારી નેકીનો મને બદલો મળ્યો.

"જરા દમ ખાઈ અશરફખાને પાછું ચલાવ્યું, તમો ધારો છો કે તમારૂં પાપ મેં આજેજ પકડયું છે, તેમા તમો બંનેની ભુલ છે. મેં તમોને લાંબા વખતથી ધીમું ઝહેર આપતાં જોયાં છે. અને એ તમારા પાપનું તપસીલવાર બયાંન એક ડાયરીમાં નોંધી રાખ્યું છે, કે જે ડાયરી મેં એક મારા એવા અંગત મિત્રને સોંપી છે, કે અગર મારા મરણ પછી છ મહીનાની અંદર લગનના ગાંઠથી તમો બન્ને એક નહી થાવ તો તે તમારા પાપનો દસ્તાવેજ એજ મારો મિત્ર દુનિયાની રૂબરૂ ખુલ્લો કરશે. પણ જો તમો બંને મારી મરજી અનુસાર પરણી એક થાવો તો તમારા લગનની વરસ દિવસની વારોવાર ઉપર એ ડાયરી માંહેલી લખેલી બાદી જુબેદાને સ્વાધીન કરવામાં આવશે. બસ હવે મારૂં કહેવાનું કંઇ બાકી રહયું નથી. ખુદાની હજુરમાં મારી ઇચ્છા છે કે ભલે લોકો તમારા પાપોથી અંજાણ રહે, પણ તમારી એજ મહોબત તમારા જીગરમાં આતસના છાગડા પાડે, અને તમારી કરણીના કીડાઓ તમારૂં જીગર કોતરી તમોએ કીધેલા પાપનો પુર્ણ પશ્ચાતાપ તમારા પાસે કરાવે, એટલે મારા શ્રાપ ફલ્યાં હું સમજીશ."

આ વખતે તેનો દમ વધું ગુંગલાવા લાગ્યો, જેથી ડોકતરને બીજા ઓરડામાંથી બોલાવવામાં આવ્યા.

"કેમ અશરફખાન દમ ગુંગલાય છે કે?"

ડોકટરે સવાલ કર્યો.

"ઓ ડોકટર તમો આવ્યા કે? આવો મારા ડોકટર હું હવે મરૂં છું! મારી જીંદગીની જોત આજ ઘડીયે બુજાઈ જશે. ડોકટર, મને વચન આપો કે તમો પરવરદીગારના દરબાર સુધી બંધાયેલા રહેશો કે તમારી

હજુરમાં મેં એવો એકરાર કર્યો હતો કે મારી મરતી વખતની ખ્વાએશ અનુસાર જુબેદા અને અઝીઝ મારા મરણ પછી છ મહીનાની અંદર લગનના ગાંઠથી એક થાય."

"લો આ મારૂં વચન છે," "તમો શાંત થાવ." ડાકટર બોલ્યા.

"જીવતા રહો ડોક્ટર, હું મરૂં છું. બેવફા જુબેદા તારી બેવફાઇથી મરૂં છું, મારી મુર્ખાઇથી મરૂં છું, જુબેદા હા...આ...આ...આ...અને અફસોસ, અશરફખાનનો જાન કીરતારને હવાલે થઈ ગયો. એક શરીફ ખાનદાનનો ચેરાગ પોતાની રોશની ફેંકી બુઝાઈ ગયો, અને બંનેને શ્રાપનો વારસો સોંપી ગયો હતો.

પ્રિય વાંચક, જુબેદા અને અઝીઝ સંસાર સરિતામાં પોતાની નાવડી કેવી રીતે હંકારે છે, તે તારે હવે પછી જોવાનું છે.

---

## પ્રકરણ—૩ જું.

પોતાના મરનાર ખાવિંદના દુઃખદ મરણ પછી ઘણા દિવસે પહેલીજવાર જુબેદા પોતાના માબાપના ઘરે આવી હતી. આગળની સૌભાગ્યવંતી જુબેદા અને આજની રંડાયેલી એવા જુબેદામાં જમીન આસમાનનો તફાવત હતો. ગોયા તેણીના તકદીરનું ચક્કરજ ફરી ગયેલું સમજાતું હતું. તેની આગળની માહતાબની ચાંદરનીને શરમાવે એવી ખુબસુરતી દિવસોના ગબડવા સાથે કરમાતી હતી. કેમકે જે તેનો સોહાસણ શણગાર આજે શોકના લેબાસમાં ફેરવાયો હતો

ખુશી તેણી તરફ ઘાટકી બની હતી, ગમી તેના જીગરમાં રમી રહી હતી. નિષ્ફળતા, નિરાશાના, વાદળો તેણીના સર ઉપર ઘેરાયેલા હતાં.

જુબેદાનો બાપ સલીમ એજ વિચારમાં હતો કે પોતાની બેટી ને તેના જમાઈ અશરફખાને મોતની છેલ્લી ઘડીયે અઝીઝ સાથે છ માસની ટુંક મુદતમાં પરણી જવાને શા સબબસર કોલથી બાંધી લીધી હતી? તે ખ્યાલ તેને ક્યાંઆ વખતથી જીગરમાં ડંખ્યા કરતો હતો, આ દુઃખદ સવાલનો જવાબ જુબેદા પાસેથી મેળવવાને વાટજ જોતો હતો, અને અનાયાસે ટક આવેલી જોઇ પુછ્યું.

"પ્યારી બેટી જુબેદા," મને સમજ નથી પડતી કે અશરફખાનને મરતી વખતે, અઝીઝ સાથે પરણી જવાની અજબ જેવી શર્ત તારી સાથે કરવાનો શો સબબ મલ્યો હશે?"

એક ધરતીકંપનો આંચકો લાગ્યો હોય તે મિશાલે જુબેદા પોતાના પીદર સલીમનો સવાલ સમજતાંજ ચોંકી!

પણ સલીમને આ સવાલ કર્યા પછી તેને ઘણોજ ઓચીંતો અને કચવાટ ભર્યો જણાયો, અશરફખાનની મરતી વખતની વિચીત્ર વસિયત તેના મનની બહેદ અજાયબીજ હતી. પણ આ સવાલે તેની બેટી જુબેદાના જીગરમાં કેવા છીંદ્ર પાડયા હતાં, તે તો જુબેદાજ જાણતી હતી.

તેણીની સામે બેઠેલી તેની મા ઝયતુન જુબેદાના ચહેરા ઉપરનો અચાનક ફેરફાર સમજવાને અને તે વખતની તેની દુઃખદ લાગણીનું તોલ કરવાને કોઈ શક્તિવાન હતી નહિ—હજી તો જુબેદા પોતાના પિતાશ્રીને દિલ કઠણ કરી જવાબ આપવા જતી હતી, એટલામાં ઝયતુને કહ્યું.

"બેટી જુબેદા, અશરફખાનની મરતી વખતની ખાએશમાં જ્યાં છે ત્યાં કોઇ ભેદનું જાળું છુપાએલું છે, યા દાળમાં કાંઇ કાળુ છે. એક બેટી તરીકે તારી મા પર વિશ્વાસ રાખી અને આ ભેદ ખુલ્લો કરવાની મેં તારી તરફથી ઉમેદ રાખી હતી, પણ તેની તેં સહેજ પણ દરકાર કરેલી નહી હોવાથી આ સવાલ કરવાની જરૂર પડી છે."

જુબેદાનો દેખાવ હતો તે કરતાં વધું ફીકાશ તેના ચેહેરા ઉપર પ્રકટી નિકળ્યો. તેનું નાજુક જીગર તેની માતાએ નિર્દોષપણામાં જે કહ્યું તેથી કેટલું જખ્મી થયું હતું તે જોવા કે જાણવાને તેના માબાપને સહેજ પણ ભાન હતું નહિ.

જુબેદાની હાલત એક કંગાળમાં કંગાળ કરતાં વધું દયાજનક હતી. તે નાઉમેદીથી પોતાના હોઠ કરડી બોલી, "મારા ખાવિંદને મરતી વખતે, અફસોસ બેભાની હતી, તેની છેલ્લી ખાએશ બેશક દિવાની હતી."

"ત્યારે એ દિવાનચત ભરેલી વસિયત તું મંજુર કરીજ કેમ શકી? સલીમે કંઇક ગુસ્સા અને દયાની લાગણી સાથે સવાલ કર્યો.

તે વખતે મારા ખાવિંદની મરતી વખતની છેલ્લી ખાએશને હું મારી અમે તેટલી ના મરજી છતાં નાફરમાન થઈ શકી નહી.

જુબેદા વધું બોલી શકી નહિ, તેના માતાપીતાએ જોયું કે તેનું જીગર ભરાઈ આવ્યું હતું, તેણી આંખો આશુઓથી ચળકી રહી હતી.

"મારી પ્યારી જુબેદા" ઝયતુને કહ્યું, "મને લાગે છે કે તારા ખાવિંદની છેલ્લી વસિયત અઝીઝનું તારી તરફનું અખુટ વહાલ પુરવાર કરી આપે છે. એ સબબથીજ મરનારે તને છેવટની સુખી કરવા..."

"ઓ નહિ, નહિ," જુબેદા આંસુઓની ભિંજાયેલી આંખો ઉપર પોતાના બંને ધ્રુજતા હાથો મુકી ડચકાં ખાતાં બોલી, "માતાજી, તમો તમારી પ્યારી બેટી માટે એમ ધારીજ કેમ શકો? અઝીઝને મેં એક ભાઇ દાખલ સદા મારા જીગરમાં જગ્યા આપી છે, અને એક ભાઇએ પોતાની બહેન તરફ જે વહાલ દેખાડવો જોઇએ તે કીસમના વહાલથી આજની ઘડી સુધી તે મારી તરફ જોતો રહ્યો છે, તે બધું મારો ખાવિંદ જાણતો હતો. એ સિવાય તેની મરતી વખતની વસિયતનો ભેદ હું કલ્પી શકતી નથી."

તો પછી એમજ છે તો જુબેદા, અઝીઝને એક પરણેતર તરીકેનો પ્યાર કેમ સુપર્દ કરશે?"

"માતાજી, એ બાબત ઉપર જેમ જેમ ખ્યાલ કરૂં છું, તેમ તેમ હું મારા હાથે મારી જીંદગીની પાયમાલી આવતી જોઉં છું. મારા ખાવિંદને મરતી વખતે એને શાંતિ મળે અને એજ હેતુથી અઝીઝની પરણેતર થવા બેહદ નાશીપાશી વચ્ચે મેં કબુલાત આપી હતી. હું ફરીથી કહું છું કે અઝીઝને મારા જીગરમાં ભાઇથી વધું લાયક જગ્યા કદી પણ આપી નથી, પણ જ્યારથી હું મારા મરનાર ખાવિંદના બેહદ દબાણથી તેની સાથે લગ્નના ગાંઠથી જોડાવાને વચનથી બંધાઇ છું ત્યારથી તેના તરફનો ભાઈ તરીકેનો પ્યાર ધિક્કાર અને તિરસ્કારમાં ફેરવાઈ ગયો છે, જો કે ખુલ્લું જાણી શકું છું કે મારો મરનાર ખાવિંદ પોતાની છેલ્લી ખાએશને કાગજની પીઠ ઉપર રજુ કરતી વેળાએ દિવાનાવસ્થામાં હતો, તો પણ, એક વચન ખુદાને બાર મંજુર થયેલી કબુલાત છે. અને તે કબુલાતને મારી ઇજ્જત, મહોબત, અને જાનના જોખમે પણ અમલ કરીશ, હું મારા ખાવિંદ અને ખુદાને આપેલા કોલથી કદી પણ નહિ ફરીશ, "જુબેદાએ મક્કર લગાવ્યાં.

ઝયતુન અને સલીમ એટલી વારથી જુબેદાથી વાત ધ્યાનથી સાંભળતા હતા, વચમાંજ સલીમે કહ્યું.

'બેટી જુબેદા તારી હાલત બેશક દપકા કરતાં દયાને વધું લાયક છે, પણ તારી જગ્યા પર કોઇ બીજી ઓરત હોતે તો પોતાના ખાવિંદની મરતી વખતની દિવાની બકવાદને કદી પણ મચક આપતે નહિ."

સારા નશીબે જુબેદાની અનગમતી વાત પર જમવાનો ટાઇમ થયો. અને જમવા બેઠા સૌ જમી પરવારી પોત પોતાના ઓરડામાં જઇ સુતા. જુબેદાએ આખી રાત પોતાના બિછાના ઉપર કોરા ઉજાગરામાં પસાર કીધી.



## પ્રકરણ—૪ થું.

બીજી સવારે પોતાના માતાપીતાએ કીધેલા સવાલ જવાબથી તેનું દિલ બેહદ જખ્મી થયું હતું. તેને હવે ખ્યાલ થયો કે અઝીઝ સાથની પાપી દોસ્તીને છુપાવી રાખવાને પોતાના જાન સાથે જબરી લડત ચલાવી રહી હતી, તે પુરેપુરી નહી પણ તેનો થોડો ભાગ તેના માબાપ મિશાલે આમપાલના રહીસો પણ પામી ગયા હતાં. પણ તેને અઝીઝ સાથે લગ્નથી જોડાવા સિવાય છુટકો હતો

નહિ. પેલો કમબખ્ત દસ્તાવેજ તેના માર્ગમાં આડે ન આવતો હોત, તો તેના ખાવિંદની છેલ્લી વસિયતને છેલ્લી સલામ કરી શકતે, એ દસ્તાવેજ તેનો ખાવિંદ પોતાના કયા દોસ્તના હાથમાં મુકી ગયો હતો, તે પર ખ્યાલ કરવાને તેને અનેક કલાકો, દિવસો, અને અઠવાડીઆઓ નાહક ગુમાવ્યાં હતા.

એક રાત્રે તેના મગજમાં એક નામ એકાએક યાદ આવ્યું. તેને ખાત્રી સાથે માન્યું કે એજ દોસ્તના હાથમાં તે પાપી દસ્તાવેજ હોવો જોઇએ, આ ખબર અઝીઝને પહોંચાડવા તેનું જીગર તલપાપડ થઇ રહ્યું હતુ.

બીજેજ દીવશે જુબેદાએ એકાંતમાં અઝીઝને મળીને કહ્યું:—

"અઝીઝ, આપણા પાપોની જીવતી સહાદત પેલો દગાખોર દસ્તાવેજ જે મજબુત હાથમાં કયદ છે, તેનો છુટકારો કર. જો એ દસ્તાવેજ આપણા હાથમાં આવે તો આપને તેનો સદાને માટે નાશ કરી શકીયે. ભુતકાળની કાળી વાદળીઓ વેરણ ખેરણ કરી શકીયે. મને સંપુર્ણ ખાત્રી છે કે એ દસ્તાવેજ મારા મહુંમ ખાવિંદના જાનિ દોસ્ત કે જે મારા ખાવિંદની સારવારમાં દરેક વખતે હાજર રહેતો હતો, તે તું જાણે છે. માટે એ કામ પહેલા પાર પાડશે તો એમાં આપણી બંનેની ઇજ્જતની સલામતી છે. હું એ દસ્તાવેજના નાશ કરવાના બદલામાં મારૂં સર્વસ્વ અર્પણ કરવા ખરાં દિલથી ખુશી છું. તું જાણે છે કે મારી ઇજ્જતને ખાતર જાન જતાં પણ હું જાહેરમાં શાદીથી જોડાવા ઇચ્છતી નથી, અને તેથીજ કહું છું કે જો એ પાપી દસ્તાવેજનો પતો મેળવવામાં આપણે નિષ્ફળ નિવડશું તો પછી પેલા કંગાલ કોલ અનુસાર દુનિયાની નજરમાં આપણે શાદીની સાંકળથી એક થવા સિવાય છુટકો નથી.

જુબેદાના મ્હોમાંથી આ સુખનો બહાર પડતાંજ અઝીઝ બોલ્યો. "બોલ જુબેદા બોલ, ખુદા ખાતર તારી જબાન ખોલ કે આ દુનિયામાં દસ્તાવેજની ખરેખર હસ્તી છે કે તારા મરહુમ ખાવિંદની મરતી વખતની ખાલી ધમકી છે?"

"નહિ, નહિ, ઓ ભાન ભુલા અઝીઝ એમ ના જાણ કે આપણા પાપની સાબેતી મોજુદ નથી . અફસોસ, તે આપણાથી ઝાઝી દુર નથી."

"શું તે હાથ કરવામાં મારી મકદુર નથી?"

"બેશક નહિજ, કારણકે તે ખુદાને મંજુર નથી, મારા ઉમરાવ ખાવિંદ અને તારા પાલક પિતાનું આપણા હાથે થયેલું જબુન ખુન.—"

અઝીઝ બેહદ ઝનુન સાથે જુબેદાનું મોઢું દાબી દઈ બોલ્યો," ચુપ, તારી ઝબાન બંધ કર, ફાંસીના માંચડાથી ડર. ખબરદાર, એક શબ્દ પણ ફરીથી બોલી તો જાણ કે;——"

"જુબેદાએ વચમાંજ કહ્યું," અઝીઝ તારો મને જેટલો ડર નથી. તેટલો હવે મને ખુદાનો ડર છે. જે બદમાશ હું કાલે હતી તે આજ નથી, જાણ કે ખુદાઈ લાકડીનો ગેબી આવાઝ નથી. તારામાં મારા માટે સહેજબી દયા હોય તો મારો જાન લે. તારા જેવા હિચકારા મરદ સાથે લગનના ગાંઠથી જોડાવા કરતાં હું મરવાને હજાર વાર તૈયાર છું. હું મોતની તલબગાર છું, મારા ખાવિંદની દયાહિન સીતમગાર છું. લે, હિચકારા મરદ મારો જાન લે, અને આ જહાનથી અમાન દે! ચશમચોર, બેલા, જીંદગી અને જાન મારે માટે નારવા છે. મારૂં પાપ, મારો ગુનેહ, એટલો બધો તો સિંહા છે કે મને દયાની આશા નથી. જીવવાની મને હોંશ નથી લુટારા, જીંદગીનો હોંશ, જીંદગીના જોશનો ઝરો ફુટી ગયો છે, કેમકે તું મારી અશમત લુટી ગયો છે, મારા પાપનો ઘડો ફુટી ગયો છે."

આટલું બોલતા તે કમનશીબ જુબેદા ડચકાઓથી ફાટી જતી છાતી સાથે પાસે પડેલી એક ખુરશી પર પડી.



## પ્રકરણ—૫ મું.

દસ્તાવેજની હસ્તીની વાત જુબેદાના મહોડેથી સાંભલી અઝીઝનો હોંશ, ફરામોશ થઈ ગયો. તેમાં જુબેદાના સખ્ત વચનોથી તે અધમુવો થઈ ગયો. તેણે જોયું તો તેનું આખું તનબદન નિરાશીથી અને બદમાશીથી પાણી પાણી થઇ ગયું હતું. દિલમાં ગરમી લાવવા માટે તે પાસેના ઓરડામાં ગયો, જ્યાં એક કબાટ શરાબની બાટલીથી ખીચોખીચ ભરેલી હતી. જ્યારથી જુબેદા સાથે ખટક્યું હતું ત્યારથી તે દારૂમાં પોતાનો શાંતિ અને આરામ સમજતો હતો, અર્ધો કલાક સુધી પોતાના ખાના ખરાબી ભર્યો દોસ્ત શરાબથી એકલો પડી, જુબેદાના ઓરડામાં પાછો ફર્યો.

ત્યાં આવીને જોયું તો જુબેદા પોતાના ખાવિંદની તસ્વીર આગળ

ઘુંટણ પર પડી હાથ જોડી પનાહ માંગતી હતી. ત્યારે મક્કરબાજ અઝીઝ તેના સામે હર્ફ પણ કાઢવાને ડરતો હતો. તો પણ અઝીઝ હિંમતથી બે ચાર કદમ આગળ વધી અર્ધા ગુસ્સા અને અર્ધા કાલાવાલાની મિશ્ર લાગણીથી કરગરી બોલ્યો.

"જુબેદા, તારી આજની ચાલથી મને નારાજ કીધો છે!"

"ચુપ દગાબાઝ, તેં મારી સુખી જીંદગીનો કિલ્લો તારાજ કીધો છે, કે જે કિલ્લામાં હું મારા હાતમ દિલના ઉમરાવ ખાવિંદ સાથે સુખ અને આરામમાં રાજ કરતી રાણી હતી, તે કિલ્લાનો મારા હાથે નાશ કીધો છે. અઝીઝ, તું ફરેશતાના સફેદ સાહયામાં શયતાન છે."

"અને જો હું તારી નજરમાં શયતાન ગણાતો હોઉં તો તું શયતાનની સાથી છે. જુબેદા, અશરફખાનનો જાન લેવા તું ઓછી ગુનેહગાર છે, એમ હરગીજ માનતી નહિ, હું આરતીન હોઉં તો તું મારી શાગીર્દ છે."

પણ અઝીઝના સુખનો સાંભલવાને જુબેદાના કાન બહેર મારી ગયા હતા. તેનું તમામ ધ્યાન તેના ખાવિંદની તસ્વીર તરફ હતું.

તેણે બેચાર કદમ ઓરબી આગળ વધી જુબેદાને જીતવાની કોશેષ કીધી. કેમકે તે જાણતો હતો કે જુબેદાના પણ પાણી મુવેલા હતા, કેમકે તેના ખાવિંદનું ફરમાન સરોચશમથી બજાવા સિવાય છુટકો હતો નહિ. એ ખ્યાલથી અઝીઝે કહ્યું.

"જુબેદા એમજ સમજ કે કદાપિ દસ્તાવેજ હાથ નહી લાગે તો પછી લગ્ન સિવાય છુટકો છે!"

"લગ્ન? પ્યાર વિનાના લગ્ન?? આપના વરસાદ હેઠળના લગ્ન??? ચુપ ઓ હરામી, લગ્ન જેવી પવિત્ર ચીજનું નામ તારી નાપાક ઝબાને ના લે, હું ખુદાના કસમથી કહું છું કે હું તને કોઇ કાળે પરણનાર નથી, દુનિયામાં તું કોઈ પણ ઓરતને તારૂં દિલ આપવા મુખ્ત્યાર છે તે માટે હું મનાઇ કરતી નથી, પણ જુબેદા કમિન્ત કમમમજ કમનશીબ જુબેદા, તારા જેવા બદમાશને પોતાના ભવિષ્યનો ભાગ્યો કદી પણ બનાવશે નહી, અઝીઝ, ખુદાને ખાતર જા, તારામાં દયાનો એક કટરો પણ બાકી હોય તો તું જા, મારી આગળથી દુર થા, હું તારો ચહેરો હવે વધું વાર જોવા માંગતી નથી. મારા ઉમરાવ ભરથારનો ચહેરો જોવા મારી આ આંખો જે તારા

પ્યારમાં આંધળી બની ગઇ હતી. તે આજે નિર્દોશ પેશાની જોવા ચાહતી નથી. અઝીઝ, હું તને ચાહતી નથી, અને ચાહવા માંગતી નથી.''

''સબબ, ઓ દિવાની ઓરત તેનો સબબ !''

'કેમકે તું હિચકારો છે જે ઘડીએ મારા ખાવિંદે ઝહેર પી તારી કંગાલ જીંદગીનો અકાળ અંત લાવવા તને હુકુમ કીધો. તે વખતે તું હિચકારો બન્યો, હિચકારો બની તું એક વખતનો મારો પ્યારો મારી નજરમાં ઠગારો બન્યો, મારી આખી જીંદગીના સુખનો લુટારો બન્યો ! હિચકારા હયવાન, તે વખતે મારા ખાવિંદની ઇચ્છા તારા જાનનું પક્ષી તારાજ હાથે ઉડારી દેવાડવાની નહી પણ તારી કસોટી કરવાની હતી, પણ તું ભુલ્યો, તારી જીંદગીના સુખ ઉપર ફુલ્યો, જો તું મને ખરેખર ચાહતો હોતે તો મારા મર્હુમ ખાવિંદને નાફરમાન થયો હોતે નહી, હિચકારા, બદમાશ, તે વખતે તારો પ્યાર કયાં ઉડી ગયો હતો ? જે ઓરતને તું જાનો જીગરથી ચાહતો હતો તેનાજ નામ પર તારી જીંદગી કુરબાન કરવાને તે પળે તું શા કારણથી પાછળ હઠયો હતો ? ઓ ખુદા મને આ બદમાશથી રિહાઇ આપ.''

ખચ્ચીતજ, વહાલા ખાવિંદ, જુબેદાએ તસ્વીર તરફ જોઇ પાછું ચલાવ્યું, ''મેં તને દગો દીધો છે તારી જીંદગી સાથ રમત રમી છું. તારા આપ ફલ્યા છે. જે મારા પ્યારનો ઉમેદવાર હતો, તેનેજ આજે હું ધિક્કા-રતા શીખી છું. તું રહેમની તસ્વીર છે, મને માફ કરજે. હું તારી સરબ-સર ગુનેહગાર છું, તારા બુરામાં બુરા આપની સજાવાર છું.''

આ વખતે અઝીઝનું જીગર ભરાઇ આવ્યું તે આગલ જઇ બોલ્યો—

''જુબેદા, મારી પ્યારી જુબેદા, મને માફ કર ! મારા તે હિચકારા-પણાં માટે દરગુજર કર, જુબેદા રહેમ કર, હું તારો સરબસર ગુનેહગાર છું. તું જાણે છે કે આપણે બંને એવી જગ્યાએ હાથમાં હાથ અને ખભાં સાથે ખભું મેળવી ઉભેલાં છીએ કે જ્યાં ચારે તરફ આફતની ખીણો આપની સામે કબરની માફક ડાચું વકાસી ઉભેલી છે. આપના વચ્ચેની મતફેરીનું એકજ કદમ તે ખીણમાં બંનેને ગબડાવી મેલવાને પુરતું છે, બોલ જુબેદા એ ખ્યાલથી તું વાકીફ છે ?''

''હા, હું તે જાણું છું, યકિનથી માનુ છું. પણ મુર્ખ અઝીઝ, જાણુ કે મારી કમબખ્તીથી હું રહેજ પણ અંજાણુ નથી. હું તારા જેવી હીચ-

કારી નથી મારા પશ્ચાતાપના આસુંઓથી મારા પાપ ધોવાને હું બિલકુલ તૈયાર છું. મારી નજરમાં સારા જગતની હાંસી છે, સુળી છે, ફાંસી છે. ૭ મહીનામાં લોકોની નજરમાં હું તારી પરણેતર થઇશ, પણ ખુદાની નજરમાં એ લગ્નથી હું ઇનશાન નહિ, પણ પથ્થર બનીશ, બલકે પથ્થરથીબી બદતર બનીશ, પણ યાદ રાખજે કે હું જગતની હાંસીથી, કે ખુનીની ફાંસીથી, કદીબી ડરનાર નથી. મારા હાલના કબ્રદથી કદી પણ ફરનાર નથી. અઝીઝ ખુદાને ખાતર તું અહીંથી જા. તારો ચહેરો જે એક વાર મને પ્યારો હતો, તે અહીંથી એવો દુર લઇ જા કે હું જોવા પામું નહિ."

થોડીક પળ ત્યાં ચુપકીદી પથરાઈ રહી જુબેદા હવે ઝનુની બની હતી. તેણીના છાતીના ધપકારા અઝીઝ આબાદ સાંભળી શકતો હતો. તે ગુસ્સા અને દયાની મિશ્ર લાગણીને જગ્યા આપવા થકા બોલ્યો.

"જુબેદા, તું નાહક મારા ઉપર જફાકાર બની છે, સીતમગાર બની છે, જુબેદા તારો ગમ નારવા છે. આપના પાપનો કોઈ સાહેદ નથી. તારો ખાવિંદ જે કબરમાં સુતો છે, તે આપણું પાપ જાહેર કરી શકનાર નથી. પેલો દસ્તાવેજ શીરૂં એક તારા ખાવિંદનો ફંદો છે."

"શયતાન ચુપ રહે, ખુદાઇ લાકડીનો ગેબી આવાઝ છે. નજર કર, મારો મરણ પામેલો ખાવિંદ પોતાની તસ્વીરમાંથી આપણી પડતી પર હસે છે! ખ્યાલ કર, મારૂં દિલ કેવું ડગે છે! વિચાર કર, મારો જીવ ખુનના ખ્યાલથી કેવો કમકમે છે! અશરફખાનના મરતી વખતના શ્રાપ સામે આંખ મિચામણા નહી કર, તેના શ્રાપો ખરા નહી પડશે એમ કોઇ પણ ખુદા સનાથી ખ્યાલ કરી શકશે નહી, દુનિયાને ઠગવા માટે હું તારી સાથે શાદીના ગાંઠથી જોડાઇશ. પણ જો તારામાં શાન હોય ગ્નાન હોય, તું ઇનશાન હોય તો જા અહીંથી, શાદી સુધી પણ તારો ચહેરો મને દેખાડતોજના. હું જોવા ચાહતી નથી, કેમકે હું તને સાચ્ચા પ્યારથી ચાહતી નથી. ખુદાને ખાતર જા, જા, અહિંથી જા, અને પાપી દસ્તાવેજની તપાસ કર. પાપ, તારી ચંડાલ ચુંગાળમાંથી છટકવું મુશકેલ છે, આ તેણીનો પશ્ચાતાપ હતો, પણ એ કયાં જાણે છે કે તિર્થ કરે બ્રાહ્મણ થઇ શકાતું નથી."

"વહાલા વાંચક, તે તેની મુરાદમાં ફાવશે કે?"



## પ્રકરણ—૬ ઠું.

વાંચનારને, આ વખતે યાદ આપવાની જરૂર છે કે મર્હુમ અશરફ્‌ખાનના હુકમ મુજબ તેના મરણ બાદ છ મહીનાની મુદતમાં જુબેદા અને અઝીઝ બંનેને શાદીની ગાંઠથી એક થવાનું હતું. એ છ મહીનાની મુદત કમનશીબે હવે પુરી થવા આવી હતી, અને કોઇ પણ ઘડીયે શાદીની ખુશ બખ્તી સાંભળવાની સૌ કોઇ વકી રાખતું હતું. અને તેથીજ મર્હુમના આ બંને ખુનીઓ આપસઆપસમાં વિચારમાં વિંટલાઇ ગયાં હતા.

"કેમ પછી કંઇ નવા જુની ખબર હાથ આવી કે?" લાંબા વખતે સામો મળતાં જુબેદાએ અઝીઝને પુછયું.

"શાની ખબર! પેલા કંગાલ દસ્તાવેજની જુબેદા?" અઝીઝે વળતો સવાલ કર્યો.

"દસ્તાવેજ સિવાય મારા મનમાં બીજું શું હોય?

જુબેદાએ કહ્યું "અઝીઝ! બસ એજ કાળો રેકોર્ડ મારૂં જીગર કોતરી રહ્યો છે. મારી ઉંઘ અને ભુખનો બેતકરાર શીકાર કરનાર એજ કંગાલ દસ્તાવેજ છે! અઝીઝ, તું જો કે હું દિવસોના ગબડવા સાથે કેટલી નખાતી જાઉં છું? ફીકર મને કોતરી ખાય છે. લોકો મારામાં થયેલા આ અચાનક ફેરફારથી ચોંકી રહયાં છે, તેઓ તો આ અચાનક ફેરફારનું કારણ મારા વહાલા ખાવિંદના અકાળ મોતને માટેનું માને છે, શું તે દસ્તાવેજ હાથ લાગ્યો?"

"જુબેદા, કમનશીબે તે દસ્તાવેજ હાથ નથી લાગ્યો. મેં ઘણી કોશીષ કીધી પણ હું નિષ્ફળ ગયો!"

"શું તે દસ્તાવેજ હાથ નથી લાગ્યો? ઓ ખુદા, આ હું શું સાંભળુ છું? ઓ પરવરદીગાર, એ કમનશીબ કોલમાંથી મુક્તિ મેળવવાને ટકજ શું મલનાર છે? અઝીઝ મેં તને એક વખતે મારા જીગરના ઉંડાણમાં જગ્યા આપી હતી. તને તે વહાલથી ચાહતાં હું શીખી હતી કે જે કમબખ્ત વહાલે મારા મર્હુમ ખાવિંદના ગળાં ઉપર સોનેરી ખંજર ફેરવ્યું. હવે હું તને ધિક્કારૂં છું, હું તો હવે તને પરણવા બદલ ગળાંમાં ફાંસો દઇને અકાળ અંત લાવવા વધું પસંદ કરૂં છુ, જેણે મારા ખાવિંદની જીંદગીથી તૃષ્ણા છીપાવી છે તેને હું પરણવાનો ખ્યાલ કેમ કરી શકું, મારી છાતી ઉપર પત્થર મુકીને વિચારતાં પણ મારો ખાવિંદ વિસરાતો

નથી. ઓ ખુદા, હજી પણ મને ખુન જેવા ફેંજે પુગેલા મારા ખાવિંદના ઓતેજ મને મારે તો હું વધું ખુશી થાઉં, મહુંમે જ્યારે આપણા લગ્નની યોજના ઘડી ત્યારે તેવણ સારી રીતે સમજતા હતા કે આપણા લગ્નથી તેવણ પોતાના આપ ફ્જેલા જેવા ખાએશમંદ હતાં."

જુબેદા હજી વધું બોલવા જતી હતી તેટલાં અઝીઝે વચમાંજ કહ્યું. "જુબેદા તારી ફજેત નકામી છે. એ દસ્તાવેજ આપણા હાથ લાગવો કઠણ બાબદ છે."

"અઝીઝ બાયલો અને હિચકારો ના બન, ખુદાની નજરમાં ઠગારો ના બન, ગુનાહનો બોજ સર ઉપર કાં સુધી લઇ ફરવાનો છે? હિમ્મત નહી હાર, પાપમાં પગ મુકી હવે પાછલ ના હઠ, તારૂં કામ પુરૂં કર, આ લગ્નના પાપી એકરાર પર વિચાર કર!"

"હું કોશેષ કરી ચુકો જુબેદા! પણ ખાત્રીથી કહું છું કે ડાંગના માર્યાં પાણી છુટા પડવાના નથી. દુનિયાની નજરમાં આપણું પાપ પ્રસરી રહ્યું છે, અને હવે જો આપણે શાદીની ગાંઠથી એક થતાં અટકયે તો મને લાગે છે કે આપણી હાંસી થશે, તું નાહકની ફજેતમાં ફસી જશે."

ઓ ખુદા, આ તકલીફી જીંદગી હવે મને જીવતા દોઝખ સમાન થઇ પડી છે. મારા વહાલા ધણીનો વિના કારણે જીવ લેવા જેટલી હદ સુધીની હું ઘાતકી બની તે બધુંજ તારી મોહકાણે મને ઉંધું સુઝ પડયું! અગર જો તુંજ જેવા કાળા નાગને મેં પહેલેથીજ ઝેર પીવડાવ્યું હોતે તો હું આજે આ અવતારે પશ્ચાતાપ કરતી બેસતે નહી."

## પ્રકરણ—૭ મું.

અંતે પાપી દસ્તાવેજની શોધમાં દિવસો પર દિવસો પસાર થઇ ગયા. છેલ્લે છાતી પર પથ્થર રાખી મર્હુમ અશરફખાનના ફરમાન મુજબ પોતાનું પાપ છુપાવાને ખાતર અઝીઝ સાથે જુબેદા પરણી ગઇ.

તેની બેચેની દિવસે દિવસે વધતી જતી હતી. ખચ્ચીતજ, બન્ને વચ્ચે કચવાટ અને જુમબેસનું પજરણ પડ્યું હતું. અને આજે બંનેને તકરારમાં તણાયેલા આપણે જોઇએ છીએ.

"અફસોસ, અઝીઝ તારી સાથે પરણીને પસતાઇ ! મને શાંતિ નથી. ચોવીશે કલાક દિમાગ ફીકરનો શીકાર બની છું. ઓ પરવર, તારાથી મારો ક્યારે છુટકારો થશે !"

જરા સોંચ વીચાર કરી જુબેદા પાછું બોલવા લાગી—"અઝીઝ મને માફ કર, મને ભુલી જા, મારી નજરથી દુર થા, મને લગ્નના બંધનથી છુટી કર. શું હવે મારે માટે તારાથી છુટી થવાનો કોઇ માર્ગજ રહ્યો નથી?"

"હા, એકજ માર્ગ બાકી છે કે તું આપઘાત કરે !' અઝીઝે અરધું ગભરાઇને કહ્યું

"ઓ બદમાશ, સફેદ ઠગ, તારીજ મોહકાણે અને તારી ખોટી ઉશ્કેરણીથી ભોળવાઇ મેં મારા જાનથી પણ જ્યાદા ખાવિંદની જીંદગીનો અકાળ અંત લાવી દીધો, અને આજે તુંજ ચંડાળ મને એટલી હદ સુધીનો ધિક્કારી રહ્યો છે કે હું આપઘાત કરૂં ? ઓ ખુદા ! હું શું જોઉં છું, ઓ મારા વહાલા ખાવિંદ મને માફ કરજે, તારા શ્રાપ આજે ફળ્યા છે. અઝીઝ, બે વચની દગારા, જીવીને જોજે તારી કરણીના ફળ ! ખુદાઇ ઇન-સાફ ન્યારોજ છે, અય પરવરદીગાર, મારા વહાલા ખાવિંદ તરફ મારાથી બેઅદબી થઇ છે, તે મને માફ કરજે, મારા ધણીના રૂહને શાંતિ આપજે. મને શું ખબર કે આ પાપી હાથો પાછલથી મને પણ એજ રેજે પુમાડશે ? ઓ ખુદા, કોઇપણ ઔરતને એવી બુદ્ધી ના બક્ષતો, કે જેના પ્રતાપે તે પોતાના વહાલા ખાવિંદના ખુનમાં પોતાના હાથો બોળવા જેટલી હદ સુધી મન લલચાવી રહે !"

આ બધા ખ્યાલો આવતાં જુબેદા પોતાના પાપનો પશ્ચાતાપ કરતી પોતાના બીછાના પર પડી." જુબેદાની હાલત બેશક દિલગીરીના દરયામાં

કોઇને પણ ગરકાવ કરે એવી હતી. મર્હુમ અશરફખાન જેવા હાતમ દિલના ખાવિંદને એક અઝીઝ જેવા મારે આસ્તીનની કુલવણીથી ઝહેર આપી તે નિર્દોશનો જાન ફિરસ્તારને દરબારે પુગાડી મર્હુમના ફરમાન અનુસાર તે અઝીઝને પરણી હતી. અને હવે પોતાના પાપનો પશ્ચાતાપ કરતી પોતાના ઓરડાના એક બીછાના ઉપર પડી હતી. પાપ હવે તેની નસેનસમાં પ્રસરી રહ્યું હતું. જુબેદા હર પળે પશ્ચાતાપ કરતી ખુદા પાસે મોત માંગતી હતી.



## પ્રકરણ—૮ મું.

દિન પર દિન તેની તબીયત બેહદ લથડતી ગઇ. મર્હુમ અશરફ-ખાનના શ્રાપ તેને ફલ્યા હતા, અને આ ઘડીયે તેને મોત અને જીંદગી વચ્ચે ડચકાં ખાતી આપણે જોઇએ છે."

"પાણી! ઓ મને પાણી આપ દાસી! પાણીના ઘોટ વિના હું ટળ-વળું છુ. ઓ મારા વહાલા ખાવિંદ બહિશ્તમાંથી મારી તરફનો મારો ગુનોહ માફ કર. ખુશીથી મને બોલાવી લે. તારી પાપી પરણેતર પર દયા કર. ઓહ, મારી છાતીમાં આંકરા આવે છે."

એ કીસમની બુમો સાંભલી જુબેદાના બીછાના પાસે દાસી ખીદમત બજાવતી હતી તે ગભરાઇ ગઇ, અને તાબડતોડ પાણી લાવી પોતાની શેઠાણી આગળ હાજર કીધું, અને કહ્યું.

"શાંત થાવ, ગભરાવ નહિ, દાસી તમારી સેવામાં હાજર છે. આ પાણી લો. એ પણ દુઃખ ચાલ્યું જશે."

નહિ, મારૂં દુઃખ કાતિલ છે. મને તે મર્હુમના શ્રાપ ફલ્યા. હવે હું તેનીજ હાક્તે મરનાર છું. દાસી, મારી વફાદાર દાસી એક કાગજ લાવ; મારી જીંદગીનો મને ભરોસો નથી ચંદ ઘડીમાં મારી જીંદગીની જોત બુઝા-વાનો સંભવ છે, ઉતાવળ કર હું મરૂં છું."

આ સાંભળી દાસી તાબડતોબ પોતાની શેઠાણીના હુકુમ અનુસાર કાગજ ને પરબીડું હાજર કીધું, જે ઉપર પોતાના વિચારો ધ્રુજતા હાથે ચિતરી તે પરબીડું બીડી જુબેદાએ તેને સ્વાધીન કરી કહ્યું:—

"લે, આ તારી પાસે રાખ, મારી ખાએશ છે કે મારા ગુજરયા બાદ

તું આ કાગળ તારા હાથે જાતે જઇને મારા માબાપને પુગાડજે અને અઝીઝ આવે તો આ કાગળ તેને સ્વાધીન કરજે."

"બાઇ તમારી દાસી ઉપર ભરોસો રાખો, એમાં તસુભાર પણ ફર્ક પડવાનો નથી, પણ બાઇ તમારી તબીયત વધું બગડી લાગે છે, કોઇ ડૅાકટરને બોલાવું, મને તમારી ફીકર થાય છે."

"નહિ. મને ડૅાકટરની જરૂર નથી. ફરીને એકવાર કહું છું કે તને સોંપવામાં આવેલી ફર્જનું કર્જ જરૂર જરૂર ફોટાડજે, તું કસમ ઉપર કહે કે આટલું કામ જરૂર બજાવશે."

"હા, મને કસમ છે પાક ખુદાના."

અને બીજીજ ઘડીયે તે બેવફા પણ કમનશીબ જુબેદાએ પોતાનો પ્રાણ પરવરદીગારને સોંપ્યો.

અફસોસ, પોતાની કંગાલ જીંદગીની દોરી એ કીસમે સહેલાઇથી કાપી નાંખી, જે ખાડો પોતાના હાથે ખોદયો હતો તેમાં પોતેજ પડી કુદરતનો અચુક કાયદો તેને પુરવાર કરી આપ્યો કે કરને જો સો અહિનું અહિજ છે અને દુન્યાને માટે એક સવાલ મેલી ગઇ કે "ઓરત કે આફત?"



## પ્રકરણ—૯ મું.

દાસી ત્યાંજ ઉભી હતી એટલીવારમાં અઝીઝ ત્યાં આવી લાગ્યો. દાસીના મોઢેથી વાત સાંભલી તેનો હોંશ ઉડી ગયો, જે કાગળ અઝીઝને આપવાનું હતું તે આપી ત્યાંથી જુબેદાના માબાપને ખબર આપવા ગઇ.

અહીંયાં અઝીઝ કાગળ વાંચતા ગભરાઈ ગયો તેને તે કાગળના દરેક શબ્દો તીરેકજા જેવા લાગ્યા અને બોલ્યો.

"જુબેદા તે આ શું કીધું? મર્હુમ અશરફખાનનો ખુનનો એકરાર તારા માતા પીતા પાસે જાહેર કીધો? હવે મારૂં શું થાશે? અગર હું ઈનકાર કરીશ તો પણ તારા છેલ્લા એકરારથી ફસાઇ જઇશ. હવે હું શું કરૂં તારા છેલ્લા એકરારથી હું દુન્યાને શું મોઢું બતાવીશ?"

આ બધા ખ્યાલોમાં ભાન ભુલો અઝીઝ તર્તજ બાજુના ઓરડામાં

જઇ, પેહલુંજ ઝહેર જે અશરફખાનને આપ્યું હતું તેનું નામ તે જાણતો હતો તે લાવી પીને આપઘાત કર્યો.

વાંચનાર, આવી રીતે તે પાપીએ પોતાનો અંજામ આપઘાતમાં લાવી પાપનો બદલો પાપથી મેળવી જગતની કહેતી ખરી પાડી. તેણે મર્હુમ અશરફખાનને જે પ્રવાહી દવામાં આપ્યું હતું. તેજ પ્રવાહી પોતે પણ લઈ પોતાનો પ્યારો જાન પોતાના હકતાલાને સુપર્દ કીધો.

આ આપઘાતનું કારણ એજ હતું કે જુબેદાના આખરી એકરારથી તેનું બોપાળું ફુટી જવાની દહેશત હતી અને ફાંસીનું લાકડું તેની નજર સામે ખડું થઇ ગયું અને લોકોની નજરમાં પકડાઇ નહી આવે, એજ મુળ મતલબ સાથે તેણે પોતાની જીંદગીની દોરી પોતાના હાથેજ કાપી નાંખી હતી.

ખરેજ દગો કોઇનો સગો હોતો નથી દરેક ઇનશાનને પોતાની કરણીના ફળ અવસ્ય મોડે વહેલે ચાખવાના છે. પરવરદીગારની સર્જેલી સૃષ્ટીમાં એવું એક પણ તનખું ન હશે જે તે માહાનામિ બાપના ઇનશાફથી બે-નશીબ રહ્યું હોય! અને પોતાની કરણીના ફેજે અગર જો અઝીઝ અને જુબેદા પુગ્યાં હોય તો તે માટે આપણને વિલાપ કરવાનું શું છે?

"જેવું કરશો તેવું પામશો" એ બુઝર્ગની શીખ છે. અને તે ઘડી દર ઘડી ખરી પડતી જાય છે. ત્યારે આપણે અઝીઝ અને જુબેદાના અકાળ મોતને માટે અફસોસનો એક ઉદગાર સિવાય બીજું શું કહી શકીયે? ખુદા, જુબેદા અને અઝીઝના બુરાઇનો વારસો કોઇને ના બત-લાવે, અને એવી પાપી કબુદ્ધી કોઇને ન આપે!

## સમાપ્ત.

---

વધારાની ટુંકી વાર્તા.

# "સાકરનો ટુકડો!"

પુરાતન મોગલ શહેનશાહતનો એક રસીલો કીસ્સો.

લેખકઃ—S. S. M.

## પ્રકરણ—૧ લું.

તે વખતે રમજાનની રાત હતી, અને આગ્રાનો શાહીબાગ રોશનીથી ચલકતો અને વાજીંત્રના મીઠા મીઠા સરોદોથી ગાજી રહેલો હતો. બાગમાં નોરોઝી મેલો ભરવામાં આવ્યો હતો. અને પાદશાહ જેહાંગીરે હુકમ કાઢયો હતો કે કુલીન બાનુઓએ જવાહીરાતની દુકાનો ખોલવી અને તેમના ખુબસુરત હાથોના હીરા મોતી લઅલ વીગેરે ખરીદવા માટે તવંગરોએ જવું અને તે બાનુઓ કહે તે કીંમતે ખરીદી કરવી. જેથી, નવરોઝી મેલો ગોયા એક પરસ્તાન થયો હતો. ઘણી ખુબસુરત બાનુઓ પોતાની દુકાનોમાં બેઠી હતી અને તેમની પાસે ઘણા ચકચકીત ગોહરો ચમક મારી રહ્યા હતાં—ગૌહરો ગોયા પોતાની ખુબસુરત ખાતુનોના ચહેરા સાથે હરીફાઇ કરવાના ઇરાદાપર આમદા થયા હતા!

વઝીરે આઝમ અસફજાહની બેટી અર્ઝમંદ બાનુ એક ખાલી દુકાનમાં બેઠી હતી! તે અદરાયલી હતી અને તેનો ભવિષ્યનો ભરતાર જે જમાલખાન નામનો એક મોગલ અમીર હતો, તે મોટી ઉમરનાએ પોતાની નવજવાન ભવિષ્યની મહેરદારને કોઇબી જહવાહીર વેચવા માટે આપ્યું હતું નહીં. અર્ઝમંદ પોતાના તે થનારા બુઢા ભરતારથી કાંઇક નારાજ હતી; અને તેથી તેણે તેની પાસેથી કોઇ અલમાસબી વેચવા માટે માંગ્યું નહીં. તે ગુલેનવજવાન હમણાં ખાલી દુકાનમાં સોંચમાં ગીરફતાર થયલી બેઠી હતી.

અર્જુમંદ શોભા ખુબસુરતીની એક દેવી હતી! તે પાદશાહ બેગમ નૂરજેહાનની ભત્રીજી થતી હતી, અને તેનામાં નૂરજેહાનની ખુબસુરતીનો શોભા ચલકતો પ્રતીબીંબ હતો! સીહા બાલોના લાંબા ગુચ્છા તેના બે ખભાંની તરફેથી થઇને નીચે જુહલતા હતા. તેની મોટી કાલી આંખો તેના ચહેરાને બરોબર ઝેબ આપતી હતી, ભવાં ને પાંપણ ગેયા તે આંખોને વધારે પ્યારી બનાવતાં હતાં. નરગીઝની મીસાલ તેની મખમલી ચામડી ચલકતી હતી. તેના ગુલાબી ગાલોપર ઉશકેરણીથી વધારે રતાશ પ્રકાસ્યો હતો અને તેના છોટા છોટા હાથોના નનના આંગલાંઓ એક-બીજામાં ભેલવીને તે બેઠી હતી. તેના મગોલી લીબાસની નીચેથી ખુબસુરત નનના પગો બહાર જુહકાવી જુહકાવીને જોતા હતા!

શાહજેહાન, પાદશાહ જેહાંગીરનો બીજો શાહઝાદો, તે વખતે નૌરોઝી મેલામાં ફરતો હતો. તેણે પોતાના પાદશાહી પીદરનું કહ્યું માન્યું હતું અને અહીં તહીંથી કેટલાક જવાહીરાત ખરીદયા હતાં, અને હવે તે મેલામાં આળસ સાથ ફરતો હતો અને મેલામાંથી સટકી જવા માટેનો કોઈ મોકો જોતો હતો. ફરતો ફરતો તે અર્જુમંદ બાનુની દુકાન આગલ આવ્યો અને ત્યાંથી પસારબી થઈ ગયો, મગર તે પાછો ફર્યો કેમકે અર્જુમંદની ખુબસુરતીએ તે ખેંચાયો. તે આવ્યો અને ઉભો રહીને જુહકયોઃ "ખુબસુરત બાનુ, આપની પાસે કોઇ અલમાસ વેચવા માટે છે કે?"

અર્જુમંદે ઉઠીને શાહજેહાનની આંખોમાં પોતાની નમ્ર આંખો નાંખીને મીઠા આવાઝથી કહ્યું "મીરઝાં સાહાબ એક અલમાસ છે મગર તે બહુજ કીમતી છે."

"આપ મહને તે જોવા દેશો?" નમનતાઇથી શાહજેહાને કહ્યું.

બાઢી આંખોએ શાહજેહાન તરફ જોઇને અર્જુમંદે પોતાના મોતી સમાન દાંત ખુલ્લા કરતાં એક હસવું હસી લીધું, અને પછી પોતાની કમરબંદે લટકતી એક છોટીસી રૂપાની ઠેલી ખોલી, અને તેમાંથી ઘણીજ સંભાલથી લાલ મુખમલની એક ન્હાની દબી કાઢી. શાહજેહાંન તે સુંદરીના સુંદર આંગલાંઓને તે દબી ખોલતાં બહુજ ધ્યાનથી જોતો હતો, અને તે દબી છોડીને અર્જુમંદે શું કાઢયું? સીર્ફ એક **સાકરનો ટુકડો!!**

"બહુજ મોટી કીમતનું એક અલમાસ" અર્ઝમંદ પોતાના ગોરા ગોરા મુખડાંથી હસીહસીને અને ચુલબુલી આંખો કરીને બોલી "મીરજા સાહાબ, બહુજ મોટી કીમતનું આ એક અલમાસ છે. અને એની કીમત એક લાખ રૂપાના સીક્કા છે."

હવે, શાહજેહાનનું અંતઃકરણ તેના પોતાના હાથોમાં ન રહ્યું, તે દીલ તો ગોયા તે ખુબસુરત અર્ઝમંદના પગો આગલ પડયું! 'હું આ બહુજ કીમતી અલમાસ ખરીદી લઇશ" તેણે હસીને કહ્યું.

"એનું દામ આપશો મહેરબાન સાહાબ!" અદબાના અદાથી અર્ઝમંદે માંગણી કીધી. અને, શાહજેહાનનો ખ્વાહ તેની હમરાહજ હતો, એટલે શાહજેહાને તેને હુકમ કીધો કે તે કીમત તુરત આપી દેવી.

"હવે, ખુબસુરત બાનુ" તે સાકરનો કટકો એક લાખ રૂપાના સીક્કાની કીમતની સોના મોહર આપીને ખરીદી લીધા પછી શાહજેહાને કહ્યું "મ્હને કહો, કે આપ એક સાકરના ટુકડાપર કેમ ઉતરી પડયાં?"

અર્ઝમંદે પોતાના ખુબસુરત નનના હોઠોથી પોતાની વાત કહી, અને અર્ઝમંદના અદરાયલા બુજર્ગ ખાવીંદની વાત શાહજેહાને ધ્યાનથી સાંભળી.

તે ગયો, અર્ઝમંદમાં પોતાનું દીલોજાન ભરીને તે ગયો, અને બીજે દીવસે તેણે પોતાના પાદશાહી પીદર અને વઝીરે આઝમને તે વાત કહી. જમાલખાન અને અર્ઝમંદનું કાજ તોડી નાખવામાં આવ્યું અને તે બાદ અસફજાહે પોતાની બેટી શાહજેહાન સાથ પરણાવી. જેહાંગીર પોતાના પ્યારા બેટાએ મેલવેલી ખુબસુરતી માટે ઘણોજ ખુશી હતો, અને તેણે પોતાની વહુનું નામ ખદીજા બેગમ મુકયું.

અઝીઝ વાંચનાર, સાકરના એક ટુકડાને હીરાનો બુલંદ દરજ્જો આપનાર તે બાનુનો પોતાનો દરજ્જો કેવો બુલંદ થનાર હતો અને ઝમાનાઓ સુધી તેનું નામ કેવું અમર રહેનાર હતું તે હવે પછી આપણે જોઇશું.



## પ્રકરણ—૨ જું.

કોઇ ખારીજ બગીચામાં જેમ કવચીત મળતાં સુંદર ફુલો કેડે કેડે બહુજ ખુશબોથી તે બગીચાની હુરમતને બહલાવે છે, તે મીસાલ આ દુન્યામાં એવાબી માણસાઇ ગુલો વસે છે જેઓ બેમીસાલ પ્યારના પતંગ્યાઓ હોય છે અને એક બીજાના અતી ઘણા પ્યારને બહલાવે છે, ટકાવે છે, અને જન્નતની ખુશબો હાંસલ કરે છે. વાકઇ, તે પ્યારનો એક છુપો ખજાનો છે.

અને, તેવો એક છુપો ખઝાનો જે શાહજેહાન ધરાવતો હતો તે તેની અતી પ્યારી નવજવાન મ્હોરદાર ખદીજા બેગમ હતી. શાહજેહાનની આખ્ખી ઝીંદગી દરમ્યાન એ કોઇબી ઓરત તેને માટે હતી તો તે એકજ પ્યારી હતી, તે તેને મન દુન્યાની ખુબસુરતીઓથીબી ન્યારી હતી, અને તે પ્યારી માટે શાહજેહાન જાનોદીલથી ખુશી હતો. તે જ્યાંબી જતો ત્યાં તે પ્યારી મ્હોરદાર તેની સાથે જતી હતી. મહાલમાં કે લડાઇ વખતે તંબુમાં શાહજેહાનની સાથે તેની પ્યારી બાનુ હતી જે તેના સુખમાં અને દુઃખમાં એક જીગ્રમોજાન સાથી હતી.

હવે, શાહજેહાનનો શહેરિયાર નામનો મોટો ભાઇ હતો જેની મ્હોરદાર લયલા નામની હતી જે લયલા નુરજેહાનના આગલા ધણી શેર અફઘાનની છોકરી હતી. પોતાની મ્હોરદાર કેવી નેકસીરત હતી તે જોઇને અને પોતાના ભાઇ શહેરિયારની મ્હોરદાર કેવી બદમીઝાજ હતી તે જાણીને શાહજેહાન ખુશી અને ગમગીન રહેતો. ખુશી પોતાને માટે, અને ગમગીન પોતાના ભાઇ શહેરિયાર માટે.

વરસો પછી, એક સાંજના ખદીજા બેગમ અકેલી બેઠેલી ગાયણુ ગાતી હતી. તેનું ગાયણબી બસ પોતાના વહાલા ધણી શાહજેહાનને માટેનુંજ હતું, અને તે પાકદામન વફાદાર મ્હોરદાર પોતાના ધણીની ગેરહાજરીમાંબી તેની યાદ કરીને જાણે તેને પોતાની પાસે હાજર રાખતી હતી. અર્ઝમંદ ઉર્ફે ખદીજાનો પ્યારો અવાજ તેના ધણીને ઘણોજ મીઠો લાગતો અને તે છુપો ભરાઇ રહીને ઘણી વખતે તે મીઠા મીઠા અવાઝનો લાભ લેતો. તે સ્હાંજનું ગાયણબી શાહજેહાન છુપો રહીને સાંભળતો હતો.

ગાયણનો છેલ્લો શબ્દ બંધ પડયો કે શાહજેહાન અંદર કુદી પડયો,

અને તેણે પોતાના હાથોમાં પોતાની મ્હોરદારને દબાવી દઇને પ્યારથી પુછ્યું "તું કોણને માટે એ મીઠું મીઠું ગાયણુ ગાતી હતી, મ્હારી શરમાલ નનની મ્હોરદાર ?"

તેણે પોતાનું માથું પોતાના ધણીના ખભાંપર નાંખી દઇને નરમ અવાઝથી કહ્યું "ત્હમે કેટલા બધા મોડા આવ્યા ? ત્હમારે વાસ્તે હું ઘણોવાર ખોટી રહી."

પોતાના ચહેરાની છેક લગોલગના તે પ્યારા ચહેરાને જોઇ જોઇને શાહજેહાને ચુલબુલી આંખો કરીને પુછ્યું "તું કોણને વાસ્તે એ ગાયણુ ગાતી હતી ? ત્હારે કબુલ કરવુંજ જોઇએ. હું અદેખો બનતો જાઉં છું, માટે બોલ."

તેણે પોતાના નાઝુક હાથોમાં તેના હાથ પકડી લેતાં તેની આંખોમાં જોઇને પુછ્યું "શું ખરેખરેજ ત્હમે સમજી શકયા નથી કે મેં તે ગાયણુ કોણને વાસ્તે ગાયું ?"

તેની આતુરતા તરફ હસીને શાહજેહાને કહ્યું "કોણને વાસ્તે, પ્યારી, કોણને વાસ્તે ? મ્હને કહે."

"હું ત્હમારે વાસ્તે ગાતી હતી વ્હાલા સરતાજ" તેણે જવાબ આપ્યો "આ દુન્યામાં વલી મ્હારૂં કોઇ બીજુંબી એવું છે કે જેને વાસ્તે હું તે પ્યાર ભર્યું ગાયણુ ગાઉં ? ત્હમારેજ વાસ્તે."

શાહજેહાને ગુલાબના તુરા માફકનું તે પ્યારૂં માથું વ્હાલથી છાતીમાં દાબી દઇને તે હોટો જેમાંથી "ત્હમારેજ માટે" શબ્દો નીકલ્યા હતા તે પ્યારા પ્યારા હોટોપર પોતાના હોટો ઘણા વ્હાલથી દાબી દીધા. અહહા ! તેજ, તેજ જન્નત હતું.

"ખદીજા" શાહજેહાન હોટો ઉપાડીને બોલ્યો. "ઓરતોની તું એક અજાયબી છે, તું મ્હારા દીલની મગરૂરી છે, ત્હારી મીસાલ એકબી આ આખ્ખી દુન્યાપર નથી."

અને ઉપકારમાં તે બડબડી "અને મ્હારે માટેબી દુન્યાપર બીજું કોઇજ નથી.'

તે પછી શાહજેહાન બોલ્યો. "હું મ્હારા ભાઇ શહેરિયારના મકાનપરથી હમણાજ પાછો ફર્યો છું. ત્હારી ફુઇની છોકરી લયલાથી તું કેટલી

બધી જુદી ખાસીયત ધરાવે છે! શું ખરેખરજ તે ત્હારી ફુઈ નુરજેહાન-નીજ છોકરી છે?"

"બેશક, લયલા શેરઅફઘાન અને નુરજેહાનની છોકરી થાય." ખદીજા બોલી, "વ્હાલા ધણી, ત્હમો આજે આવો વીચીત્ર સવાલ કેમ કીધો વારૂં?"

"કારણ કે તે પોતાની મા નુરજેહાનની ખાસીયતથી ઘણી વેગળી છે" શાહજેહાને ખુલાસો કીધો "નુરજેહાનની હુસ્નો ખુબીથી લયલા બહુજ દુર છે." અને તેણે વધાર્યું "અને શું ખરેખર ત્હારા પીદર અને નુરજેહાન બેઉ ખરા ભાઇબ્હેન છે?"

"બેશક," ખદીજાએ ખાત્રી આપી 'પણ ત્હમને એવો વહેમ જવાનું કાંઈ કારણ?"

"પાદશાહ બેગમ નુરજેહાનને ત્હારા પીદર એક હમશીરને જોવામાં આવે તેવી નજરથી જોતા નથી. જેમ મ્હને નુરજેહાન ગમતી નથી તેમ

ત્હારા પીઅરનેબી નથી" અને શાહજેહાને હવે વાત ફેરવતા કહ્યું. "હા, પણ ખરા, આપણે આપણી વાતપર હવે ઉતરીએ. જ્યારેબી લયલાને જોઇને હું અહીં આઉંછું ત્યારે હું અજાયબીથી વીચારમાં પડી જાઉંછું, ત્હારામાં અને તેનામાં કેટલો આસમાનો ઝમીનનો ફર્ક ?"

"પણ કાંય ?" ખદીજાએ પુછ્યું, "મેં શું કીધું છે ! એવું તો શું છે કે જે ત્હમે સમજતા નથી ?"

શાહજેહાન ખદીજા જે ગંભીરાઇથી બોલી તે માટે હસ્યો, અને તેને સતાવવા માટે મસ્તીથી બોલ્યો. "ત્હમારા બેઉમાં દરેક બાબદમાં ફર્ક છે; તું સાદી, શાંત, અને નરમ છે, અને દુન્યાની સઉથી મીઠી ઔરત છે જેથી તું કોઇબી બીજાની ખામી જોઇ શક્તીજ નથી. તું ભલી છે તેથીજ બીજામાં કાંઇ બુરાઇ જોઇ શક્તી નથી. જેઓ અયગોથી તમામ ભરેલા હોય છે તેઓજ બીજાઓની અયબ શોધવા પડે છે. તું નીરદોશ છે અને તુંને કાંઈ બુરૂં જણાતું નથી. કોઈ વખ્ત તો હું એટલો બધો વીચારમાં પડી જાઉંછું કે તું તેજ પ્યારી મ્હારી મ્હોરદાર છે કે જેણે સાકરના એક કટકાપર, મ્હારૂં અંતઃકરણ જીતી લીધું હતું !"

"આજ સ્હાંજના એવી કેવી વાત કરો છો વ્હાલા ?" ખદીજા શાહજેહાનને જોતી રહીને પુછવા પડી "ત્હમારા દુશમનને કોઇ તકલીફ તો નથીનો !"

'મ્હારી તકલીફ તું જાણવા માંગે છે ?" ખદીજાને પોતાની છેક પાસે ખેંચીને શાહજેહાને સવાલ કીધો "તો સાંભલઃ મ્હને આજે વીચાર એ આવેછ કે નૂરજેહાને મ્હારા ભાઇ સાથે લયલાને કાંય પરણાવી હશે ? લયલા તો મ્હને બીજો સીકંદર શાહ લાગે છે, અને બીચારો શહેરિયાર તો શાંત વીચારનો છે. ચટપટી લયલા સાથ એક શાંત પ્રકૃતીના આદમીની શાદી નહીં થવી જોઇતી હતી."

'ત્યારે લયલાને કોણની સાથે પરણવું જોઇતું હતું ?" ખદીજાએ પુછ્યુ.

"મ્હારી સાથે." શાહજેહાને ખદીજાને ચીડવતી ઢબે કહી દીધું "શહેરિયારે ત્હારી સાથે, અને લયલાએ મ્હારી સાથે પરણવું જોઇતું હતું."

વઝીરઝાદી ખદીજાને તે જવાબથી અતી મોટું દુઃખ થયું અને

ગંભીરાઈથી તે બોલી "આજે આપ ઘણાજ વીચીત્ર થયા છો. મ્હારે ત્હમારા ભાઇ સાથે અને ત્હમારે તેની મ્હોરદાર સાથે શા કારણે પરણવું જોઇતું હતું !"

શાહજેહાને પોતાની ગભરાયલી વ્હાલી મ્હોરદારને પાંસામાં દાબતાં કહ્યું "કારણ કે લયલા મ્હારી માફક ખુશખુશાલ રહે છે અને તે મ્હારીજ માફક રાજતાજની શૌકીન છે. અને તું પ્યારી તો મ્હારા ભાઈ શહેરિ-યારની મીસાલ ઘરબારની શાંત એકાંત ઝીંદગી પસંદ કરે છે. શૌક અને લોભને ખાતીર મ્હને અહીંથી તહીં દોડવું અને ધકેલા ખાવું પડે છે જે ધકેલામાં તુંબી શામીલ રહે છે જ્યારે શહેરિયાર ભાઇને રાજનો લોભ નથી એટલે મહાલની શાંતીમાં મહાલે છે."

"ત્હમારા શબ્દો મ્હને બહુ લાગે છે." ખદીજા નરમીથી બડબડી.

"ન દીલગીર થા, મ્હારી અચ્છી મ્હોરદાર, તું ન દીલગીર થા"

શાહજેહાને ખદીજાને વધુ જોરથી છાતી સરસી દબાવીને કહ્યું "હું તો સીર્ફ મજાક મસખરી કરતો હતો. તું, તુંજ મ્હારી દુન્યા છે. ત્હારા સીવા મ્હને કાઇબી બીજીનો ખ્યાલ નથી."

ખદીજા લાલચોલ બની ગઇ, અને તેણે શાહજેહાનના ચહેરાપર પોતાનો નરમ ગોરો હાથ ફેરવીને કહ્યું "બોલો."

"શું બોલું ?" શાહજેહાને પુછ્યું.

"બોલો કે ત્હમે મ્હને આજના જેવી વાતોથી કદીબી ન સતાવશો !" આંખોમાં ખુશીના આંસુ લાવીને ખદીજાએ ખાત્રી માંગી.

"ન સતાવીશ, ત્હારા નાઝુક દીલને એવી વાતથી ઝખ્મ જો થતો હોય તો હું કદાબી હવે એવી મસખરી નહીં કરીશ." શાહજેહાને કહ્યું, અને પછી તેણે વધાર્યું "આપણુને હવે આગ્રા છોડીને દખ્ખણ તરફ જવાનો પીદર જેહાંગીરનો હુકમ થયો છે. હંમેશની મીસાલ તું મ્હારી વ્હાલી તો મ્હારી સાથેજ રહેશે કેની ?"

"બેશક તમામ જાનો દીલથી." તે બેશકનો આવાજ અંતઃકરણના ઉંડાણુથી ખુશી સાથ નીકલ્યો.



## પ્રકરણ—૩ જું.

ત્યાર પછી થોડે વરસે તેઓ ગયાં. આગ્રા છોડીને દખ્ખણ તરફ ગયાં તેઓ હવે છૈયાં બચ્ચાંનાં માબાપ બન્યા હતાં. જ્યારે રસ્તામાં તેમના બેટા સુજા અને દારાંને તાવ આવ્યો ત્યારે શાહજેહાનને ધાસ્તી લાગી. મગર નેક ખદીજાએ શાંતી સાથ પોતાના બેટાઓની બરદાશ્ત કરવા માંડી.

થોડા મહીનામાં સુજા અને દારાં તદનજ સાજા થયા અને તે પછી શાહજેહાનનું દખ્ખણનું કામબી ખલાસ થયું. કામ ખલાસ થતાં શાહજેહાન તરફ પાદશાહ જેહાંગીરે હુકમ મોકલ્યો કે તેણે દેહલી પાછા ફરવું.

શાહજેહાન પોતાની હમેલદાર મ્હેરદાર અને પોતાના બે બેટાઓ સાથ જ્યારે દેહલી પાછો ફર્યો ત્યારે કીલ્લાની આગલ પાદશાહ જેહાંગીરે પોતાના વહુ બેટાને ઘણી મોટી ઇજ્જતથી નવાંઝયા. દેહલીની તેમની ખુશાલી વચ્ચે એક બીજી ખુશી ત્યાં થઇ રહી અને તે એ હતી કે ખદીજા બેગમ હમેલથી છુટી, તેણે એક વધું બેટાનો જન્મ આપ્યો. પાદશાહ જેહાંગીરે પોતાના બેટા શાહજેહાનના તે નવા જન્મેલા ત્રીજા બેટાનું નામ પોતે પાડયું અને તેણે તે બચ્ચાનું ઔરંગઝેબ યાને તખ્તનું જહવાહીર એવું નામ આપ્યું,

ઔરંગઝેબ જ્યારે ચાર વરસની ઉમરનો થયો તે વખતે શાહજેહાન અને તેના પીદર જેહાંગીર વચ્ચે મોટી પંચાતી થઈ અને પાદશાહ જેહાંગીરના ગુસ્સાથી બચવા માટે શાહજેહાનને બંગાલ તરફ ન્હાસી જવું પડયું.

ખદીજા બેગમેબી પોતાના ધણી સાથેજ રહેવાની બહોંસ કીધી, અને તેબી શાહજેહાન સાથે પોતાના બેટાઓને લઇને ગઇ.

તેલીંગનના અને ઓરીસાના જંગલોમાં જે સખ્તીઓ શાહજેહાનને વેઠવી પડી તેમાં તે નેક સીરત પતીવ્રતા બાનુનો હીસ્સો મોજુદ હતો. આ વખતે વલી પોતાના ચોથા બેટાનેબી ખદીજાને સંભાલવો પડતો હતો જે નવા જન્મેલા બેટાનું નામ મુરાદ હતું.

શાહજેહાન જ્યાંબી જતો ત્યાં પાદશાહ જેહાંગીર તરફની મુસીબતો તેની પાછલજ હતી. આખીર તે પોતાની મ્હેરદાર અને ચાર બેટાઓને

લઇને દખ્ખણનાં પોતાની માલેકીના કીલ્લાઓમાં ભરાતો છુપાતો ફર્યો જ્યાં તે બીમાર પડી ગયો.

તે વખતે ખદીજાએ પોતાના વ્હાલા ધણીને ખૂબ સમજાવ્યો કે તેણે પીદર જેહાંગીરની માફી માંગવી.

આખીર શાહજેહાન ખદીજાની વાતોથી પીગલ્યો અને તેણે પાદશાહ જહાંગીર પર માફી લખી મોકલી. જેહાંગીર શાહજેહાનને દેહલી પાછા ફરવાનો હુકમ આપ્યો, પણ જામીનગીરી તરીકે તેણે શાહજેહાનના ચારે ચાર છોકરાઓને માંગ્યા. શાહજેહાને તે શરત કબુલ કીધી, અને પોતાના ચારે બેટાઓને લાહોર મોકલવા તૈયાર થયો. બેટાઓથી છુટા પડતી વખતે ખદીજા બેગમ આંસુઓનો એક દરીઆવ રડી.



## પ્રકરણ—૪ થું.

ચારે છોકરાઓ જેહાંગીરના હાથમાં ગયા, મગર ખરેખર તેઓ નુરજેહાનના હાથ તળે રહ્યા.

તે પછી થોડાજ વખતમાં પાદશાહ જેહાંગીર મરણ પામ્યો, અને શાહજેહાન દેહલીના તખ્ત પર આવ્યો જેહાંગીરના મરણ પછી તુરતજ તેના દોત્રાઓનો કબજો વઝીરે આઝમે લીધો અને તેમને આગ્રાના મહેલમાં સંભાલથી લઈ ગયો.

તે એક તહેવારનો શુભ દીવસ હતો જે દીવસે પાદશાહ શાહજેહાન આગ્રામાં પાછો ફર્યો. સીર્ફ એક સુખ ભર્યો વીચાર જે સુલતાના ખદીજાના અંતઃકરણમાં વસ્યો હતો તે પોતાના વ્હાલા બેટાઓને ફરીથી જોવાનો હતો. આગ્રાના કીલ્લા આગલના મહાલમાંના પગથીયાં પર સુજા, દારા, ઔરંગઝેબ, અને મુરાદ પોતાના વ્હાલા માબાપને મલવા માટે મોટી આતુરતાથી ઉભા હતા.

ખદીજાએ પોતાના વ્હાલા બેટાઓને પોતાની છાતી સરસા દાબ્યા અને તે વખતે તેની આંખોમાંથી ખુશાલીના આંસુ ટપકર્યા. શાહજેહાન જાણતો હતો કે તેની વ્હાલી મ્હોરદારને જે દુઃખ થયું હતું તે તેને પોતાનેજ સબબે થયું હતું.

પાદશાહ બન્યા પછી શાહજેહાને પોતાની વ્હાલી મ્હોરદારને "મુમ-

તાજ ઝમીની"નો બુલંદ ઇલકાબ આપ્યો. અને એકવારની અર્ઝમંદ બાનુ પાછલથી ખદીજા બેગમ તરીકે ઓળખાઇને હવે મુમતાઝ ઝમીનીના પ્યારા નામથી ઓલખાવા લાગી.

સુલતાના બન્યા છતાંબી મુમતાઝના ઠંડા સ્વભાવમાં કાંઇબી ફેર પડયો નહીં; તે તો જેવી અને તેવીજ મીઠી અને શાંત હતી. દરબારી ઠાઠમાઠથી તે ઉછ્રણાઇ ગઇ નહીં.—શાહજેહાન જે પોતે દબદબાને પસંદ કરતો હતો તે દરબારી દબદબાની મજાહ જોવા પછી મહાલમાં પોતાની વ્હાલી મુમતાઝ સાથે સાદા સ્વભાવની મૌજમાં ખુશી હતો. અને પોતાની તે એકપુરી પ્યારી મ્હેરદાર તરફ વધારે વ્હાલથી ખેંચાતો, જે સદ્દગુણી મ્હેરદારે ધારતી, ગમ, અને સંકટોમાં વરસો તેની સાથમાં કાઢયા હતા.

મુમતાઝ જો કે દરબારી દાદમાદમાં બહુ શામીલ નહીં થતી, છતાંબી રાજ્યકારોબારમાં તે પોતાના સરતાજ શાહજેહાનને ઘણી મદદગાર થતી રહેતી. પાદશાહ શાહજેહાનને નામનું મોટું સીલ મુમતાઝના પોતાના કબ-જામાં હંમેશા રહેતું હતું અને સઘલા પાદશાહી ખતો અને ફરમાનો ઝનાનામાં તે નેકદીલ બાનુ પાસેજ લઇ જવામાં આવતા હતા જેપર તે પોતે પોતાને હાથે સીલ કરતી હતી.

મુશ્કલીસ કુંવારીકાઓ જેમને તેમના માબાપ પરણાવી શકતા નહીં હતાં તેઓ લાચાર આ ઓરતો અને બેવાઓ જેઓ સંકટ અને મુશ્કલીસીમાં દીવસો કાઢતી હતી તેઓ, અને દુખ વીપતીમાં ફસેલી શાહનશાહતની તમામ ગરીબ ઓરતો પાદશાહી ઝનાનામાં જતી અને ત્યાં તેમને નેકદીલ પરમારથી, ઉદાર, સખી એક પરી મદદગાર થતી. અને તે કોઇજ નહીં પણ સુલતાના મુમતાઝ ઝમીની હતી.

સુલતાના મુમતાઝના પરમારથી કામમાં તેના જમણા હાથ મીસાલ તેની પ્યારી બેટી જેહાનઆરાની એક ઇરાની દાસી નામે સતીયુનનીસા હતી. કોઇબી લાચાર નીરઆધાર ઔરતની જુસતેજુ પહેલાં સતીયુનનીસા કરતી, અને તેમને મહાલમાં સુલતાના મુમતાઝ આગલ લઇ હતી, જ્યાં ખુરાકી પોષાકી મલતી અને તકલીફને દુર કરવા માટે મદદનો હાથ આપ-વામાં આવતો. પોતાની પ્યારી મ્હેરદારના એ નેકદીલ પરમાર્થમાં પાદશાહ શાહજેહાન બહુજ મદદગાર થતો અને તે પાદશાહી અઝીઝો સાથે મલીને દર રહાંજના પરમાર્થમાં વખ્ત ગુઝારતા.

પરમાર્થના કામને ખલાસ કર્યા બાદ દીવાને ખાસમાં ચકચકીત રઓશનીની નીચે વાજીંત્ર અને ગાયણો ચાલતાં, અને પરદા પાછળ બેસીને સુલતાના મુમતાઝ પણ તે ગાયણો સાંભળતી. કોઈ કોઇ વખ્તે જ્યારે પાદશાહ શાહજેહાન પોતે ગાતો ત્યારે તેના મીઠા હલકથી નીકલતા એક એક લવઝને મુમતાઝ ઘણા પ્યારથી બરોબર ધ્યાન દઇ સાંભલતી અને બધી ખુશી ખુશી થઈ જતી.



## પ્રકરણ—૫ મું.

અહહા! વીસ પ્યારા વરસો તે અતી વફાદાર અને અતી મીઠા પ્યારમાં પસાર થયાં. અને પછી, જુદાઇનો વખ્ત આવ્યો.

પાદશાહી બેડું બુરહાનપુરમાં સફર કરતું હતું તે વખ્તે મૌતનો ફીરીશ્તો, દુન્યાની તે હુર મુમતાઝને પાક પરવરદેગારની જનાબમાં હાઝીર થવા માટે, લઈ જવા આવ્યો.

નેક સુલતાના મુમતાઝ કાંઈ ઘણી નાદુરસ્ત તબીયતની હતી નહીં, અને મલકુલ મોત અચાનક આવી ઉભો. સીરતની તે નેક બાનુ મૌતને કરીબ પોતે થતી હતી તે પામી ગઈ અને તેણે પોતાના વ્હાલા સરતાજને તે વખ્તે હાઝીર ન જોઈ પોતાની બેટી જેહાનઆરાને તેના પીદરને બોલાવી લાવવા માટે મોકલી.

શાહજેહાન તુરતજ તે ઓરડામાં દોડી ગયો જ્યાં સુલતાના પોતાની આખીરી નાદુરસ્ત તબીઅતમાં બીછાનાપર સુતેલી હતી. શાહજેહાનના હાથમાં પોતાના કમજોર હાથો મુકી દઇને આંખોમાં પોતાની આંખો નાખીને મુમતાઝ બોલી: "જેહાંપનાહ, પાક રહેમાનો રહીમે મ્હને બોલાવવાનો હુકમ મોકલ્યો છે, અને હું આ ફાની જેહાન જાવેદાની મકાન માટે છોડી જાઉં છું. મ્હારા શાહનશાહ અને મ્હારા સરતાજ, જો મેં કોઈ ભુલ કીધી હોય તો તે તમામ ભુલ માટે મ્હને માફ કરજો, મેં જો ભુલથી કોઈ આડા સુખન કોઇ દહાડે તહમને કહ્યાં હોય તો તે એકેક ભુલ ભર્યા લવઝ માટેબી મ્હને માફ કરજો પ્યારા ખાવીંદ, જ્યારે આપ શાહઝાદા હતા ત્યારે મેં આપની હમરાહ સર્વે સંકટો ખમ્યા,

અને હમણાં જ્યારે પાક પરવરદીગારે ત્હમને તખ્તોતાજના માલીક બનાવ્યા ત્યારે હું ત્હમને છોડી જાઉં છું."

આ સાંભળીને શાહજેહાનના રૂએરૂઆં ઉભાં થયાં અને તે મોટા આવાઝથી ડચકાં ખાઇને રડવા લાગ્યો.

"ન રોવ ત્હમે." મુમતાઝે પોતાના નાઝુક કમઝોર હાથથી શાહજેહાનનાં આંસુ પોંછીને કહ્યું "ન રોવ, અઝીઝ ખાવીંદ, દુન્યામાં માણસ અમર નથી રહેતું, પાક રબબાની હુકુમથી સર્વેને ચાલી જવું પડે છે, અને તે વખ્તે રડવું ન જોઇએ. સબ્ર ધરો, મ્હારી એક અર્ઝ સુનો, અને મ્હને એક કૌલ આપો, મ્હારા શાહનશાહ."

શાહજેહાને પોતાનું માથું મુમતાઝના હાથોમાં મુકી દીધું. તેની આંખો તમામ ભીંજાયલી હતી. તેનું આખું શરીર ધરૂજતું હતું. થોડે વખ્તે તેણે માથું તે પ્યારા હાથોથી ઉઠાવીને મુમતાઝની મંદ થતી આંખોમાં પોતાની આબઆલુદા આંખો નાંખી ત્યારે તે ગલગલા સાદે બોલ્યો "પ્યારી, તું ચાહે તે કૌલ લે અને હું મ્હારા જાનોજીગરના કસમ ખ્હાને કહું છું કે હું તુને આપેલા કૌલને અદા કરીશ."

"કસમ ન ખાઓ, વ્હાલા સરતાજ, લાંબી ઝીંદગી ભોગવજો, મ્હને ત્હમારા સુખનમાં પુરતો વીશવાસ છે, અને જ્યારે ત્હમે મ્હને ખાત્રી આપી છે તો સાંભલો; મ્હારા મુઆ બાદ બીજી ઔરત સાથ કદીબી ના પરણતા. જો પરણશો તો મ્હારા અને તેના બચ્ચાં વચ્ચે રાજગાદીની મારામારી થશે. આપણી વડી બેટી જેહાનઆરાને ત્હમારા મહેલમાં વડપણ આપજો અને તે ત્હમારી વ્હાલી બચ્ચીને ત્હમારાં બીજાં બચ્ચાંઓની સંભાલ રાખવા દેજો. આપણાં સર્વે બચ્ચાં તરફ એક અઝીઝ પીતા જેવા રહેજો અને મ્હારી વૃદ્ધ માતાના બેટા મીસાલ થઇ રહી તેની અચ્છી પરવરીશ કરજો. અને હવે, મ્હારા શાહનશાહ અને મ્હારા પ્યારા સરતાજ, આખીરી સલામ. અને એક હસ્વા સાથે તેણે પોતાની આંખો બંધ કીધી, અને તે આંખો ફરીથી કદીબી ખુલી નહીં.

(તમામ.)

"વાર્તા વિભાગ" નો ખાસ વધારો.

# પટાલ પાણી યાને જહેરી નાગણ!



## સેંકડો સીનેમા, નાટકો, વાર્તામાં ન મળે તેવી ગજબ મોજ તથા સંસાર જીતવાની ચાવી પુરી પાડતી— ચાલુ વાર્તા—

લખનાર—રતનશાહ એફ. અચારીઆ.

(આગલાં સાંધણુથી ચાલુ)

"ઓ, તે તમે રાતે અહીં આવાના ઉતા તો સાંજેજ મને કાંય નહીં કહયું? હું તમારે વાસ્તે ખાવા પીવાનું બધું તૈયાર રખાવતે? તમે મારા જીવજાન એમ રોજ રાતે આવો તો હું કેવી ખુશી થાવું? મને કેવું રળીઆમણું લાગે? ઓ! ખોદાય એવો દાહડો કયારે આવે કે આપરે રોજ રાતે સાથેજ રહીએ? ચાલો, હવે આવ્યા તે પાછા જતા બતા ના ને અહીંજ સુજો," તેણીએ જહાંગીરને વલતો કંઈ જવાબ આપવાની તક આપ્યા વગર પંજાબ મેલની ઝડપે પોતાનું પાણી બતાવ્યું.

મેં મેં હો-હોટલમાં દ-દારૂ બહુજ પીધો ને વરી અધુરામાં પુરો તારા વરે પાયો, તે મારો જીવ ફરે છે!" જહાંગીરે લડડતી જીભે સાકરને કહયું.

"લે ચાલો તાંક પેલા ઓરડામાં આવો"—અને સાકર હાથ પકડી ખેંચી ગઈ. વાવરો ત્યાંથી વરી વળી પાછો આગલે ઓરડે આવ્યો. અને એક બીજું વાઇન ગલાસ ભરી, સાકરને કાંઈ કાનમાં કહીને જહાંગીરને પાવા કહ્યું.

સાકરે પ્યારથી પસવારીને તે ગલાસ જહાંગીરને પાઈ દીધું એટલે જહાંગીર સુદ્ધ બુદ્ધ વગર "જી—ઓ" કરી ગયો!

સુવાડતી વખતે સાકરે જહાંગીરનો કોટ કહાડી લઈ હમેશ મુજબ

ખુંટીએ ભેરવ્યો હતો, તે કોટ નજદીક વાઘરો આવ્યો અને જહાંગીરનાં ખીસાંની ઝડતી લીધી, જે કાંઈ થોડું ઘણું રોકડ હતું તે કહાડી લઇ હોટલરૂમની ચાવીનો ઝુમખો ખોળી તેમાંથી કહાડી લીધો અને તે ચાવી લઈ એક ટેક્ષીમાં જહાંગીરવાળાં હોટલે દોડી પોંહચ્યો.

મોડી રાતનો વખત હોવાથી તે હોટલમાં ઘણાખરા વેટરો સુઇ ગયા હતા. અને કોઈ એકાદો જાગતો હોય તેનું ધ્યાન ખેંચ્યા વગર વાઘરો જહાંગીરના રૂમ પર પોંહચ્યો કે જે તેને અગાઉ આવજા કરતાં બરોબર ધ્યાનમાં રાખ્યો હતો. રૂમ ખોલી, ઝુમખામાંથી બીજી ચાવી લગાડી કબાટ ખોલી, અને સઘળું રોકડ નાણું તથા કલકત્તાની બેંકે આપેલા બોંડસ પોતાનાં ખીસામાં સેરવી દઈ જેવી રીતે આવ્યો તેવી રીતે બેમાલમ પાછો ફરયો.

પેલી તરફ ગોઠવણ મુજબ સલીમ પોતાના અને વાઘરાના જુના દોસ્તો, જાની, અને ચાંદને લઇને કેફમાં પડેલા જહાંગીર નજીક તૈયાર ઉભા હતા. અને જે બોંડો થોડી મહેનતે વટાવી શકાય તેવા હતા તે વાઘરાએ લઈ બાકી જહાંગીરનાં ખીસામાં પાછા ઠેસવી દીધા અને તેને કોટ પહેરાવી ઉંઘતી હાલતમાંજ દાદર પરથી ઘરડી લઇ જઈ ટેક્ષીમાં બેસાડી થાણા નજદીક તે સઘળાઓ ટેક્ષી હંકરાવી ગયા.

જે વખતે જહાંગીરને વાઘરાએ પ્રથમમાં દારૂ આપ્યો અને મોંહ સમારવાનું તેની નજદીક ધરી બીજા ઓરડામાં "સાકરને બોલાવી લાઉં છું." કરીને ગયો હતો, તેજ થોડીક મીનીટોમાં સાકર સલીમ તથા વાઘરાએ જહાંગીરનો "છેવટનો રસ્તો" કરી નાંખવાનો તાગડો રચ્યો હતો.

સલીમ, જાની અને ચાંદને ચોક્કસ સરતે આ કામમાં મદદ કરવાને બોલાવી લાવ્યો. વાંચનારે પહેલાં બીજાં પ્રકરણમાં વાંચેલું યાદ હશે કે સલીમ જાની અને ચાંદ તથા ચોથો વાઘરો એ ચારે ચંડાળ ચોકડી સોનેરી કુંપનીના ભાગીદાર હતા ! અને હાથીદાંત તથા હાથનું મુકેલું પગે હોઇયાં કરવામાં પર્વીણ હતા. ઘણે લાંબે વખતે સલીમ તથા વાઘરાને તે આગલા જીગરજાન દોસ્તનું કામ પડયું. અને આજે જહાંગીરનો ઘડો લાડવો કરવા તેઓ બાંહે ચઢાવી મેદાન પડયા.

ઉપર મુજબ જહાંગીર માટે તાગડો ઘડાતી વખતે સલીમ તરફના

ચાહનો આગલો જુસ્સા ઉભરી આવેલો હોવાથી, સાકરે જહાંગીર વીરૂદ્ધ બહુ ઉલટથી ભાગ લીધો.

તેણીને મનથી તો જહાંગીર અને બીજા સેંકડો જવાનો એકાદ મોટરના પંકચર થયલાં ટયુબની કીંમતનાં હતા. અને તેથીજ તેણીએ જ્યારે વાઘરાના હાથમાંથી જહાંગીરને પાવા પેલું વાઇનગલાસ લીધું ત્યારે કંઇક કેફી વસ્તુ નાંખી દઇ કામ પાર પાડવામાં તેણીએ દીલોજાનથી મદદ કરી હતી.

ઓ, સ્ત્રીના નાજુક અને પવીત્ર નામને કલંક લગાડનારી હવસી ડાકણ, તારો દોઝખમાં દાર થજો! કે જેણે જહાંગીર જેવા એક પીલટન, પીસ્તાલીસ વર્ષો સુધી ચુસ્ત નિતીવાન જીંદગી ગુજારનારાં, એક સાચા વફાદાર મરદનું મગજ ફેરવી નાંખી આજની હાલતપર તેણે આણ્યો હતો. આવી ગળે લગાડી ગરદન મારનાર નીચ સ્ત્રીનો થોડોક વખત કદાચ તેના પાપી કામથી જય થતો હશે, ઘડીભરનું તકલીદી સુખ પણ પામતી હશે—પણ છેવટે મરતી વખતે રીબીને,—કર ને જો અહીંનું અહીંજ જોયા વીના તેણીનો ઠાગ થવાનો નથી એ નિશ્ચયજ છે, કારણ કે અનુપમ ભલાઇના બદલામાં આવી અધમ બુરાઇનો અંજામ એ સીવાય બીજો શું હોય?

પણ જહાંગીરને પેલા ચંડાલો રેક્ષોમાં નાંખીને ક્યાં લઇ ગયા હતા?

શું તેઓ ફાવશે? જહાંગીરને જાનથી મારી નાંખશે? આગળ ચાલો આપણે તે જોઇયે.



## પ્રકરણ—૩૭ સું.

તે જહાંગીર અને મવાલીઓ વાલી મોટર "ફુલ સ્પીડે" રસ્તો કાપતી હતી. જહાંગીરને શુદ્ધ બુદ્ધ વગર વચોવચમાં બેસાડયો હતો અને બે બાજુ જાની અને ચાંદ હતા. સલીમ અને વાઘરો તો ભાંડુપ નજીકજ ઉતરી પડયા હતા. કારણ વાઘરો કાયદાની પેંઇરો ગણુતો હતો અને સલીમ સાકરના શીરાને મલવા અધીરો પડયો હતો! તેઓ જાણુતા હતા કે આવી

રીતે સસેકા ટીન પાછી ફરી જવામાંજ શોભા હતી, નહીં તો ત્રણુ લાકડે ચહડવાનો બધો સોદો હતો !

તે બંને ચંડાલો ઉતરવા પછી મોટર ઘણુ આઘલો ગઈ નહીં–થાણાની અગાઉ "મુલુન્ડ" નામનું એક સ્ટેશન આવે છે તેનાથી થોડાક સો કદમ દુર. તેઓએ કાર થોભાવી અને બેઉ જણુ જેમ તેમ ઘસડી ઉંચકીને જહાંગીરને રેલવે સડક ઉપર ચટોપાટ સુવાડી દીધો. તેઓ ધારતા હતા કે થોડાક વખતમાં એકાદ ત્રેન આવશે અને જહાંગીરના કડકા ભુકલા થઈ જશે! પણ માણસ ધારે છે શું ને ખોદા કરે છે શું ?

જાનીની મતી ફરી, તેનાં દીલમાં હતું કે જહાંગીરનાં ખીસામાંથી કંઈ મેળવવું. આથી તેને ખસતી માપવા યુક્તી કરી ચાંદને સમજાવ્યો કે આપણે બંને સાથે જઈશું તો પકડાઈ આવશું, પણ એકલા જુદી જુદી બાજુથી જઈએ તો પકડાઈ આવ્યે તોબી કોઇના માનવામાં આવશે નહીં, કારણ કે એકલો એક માણસ કાંઈ જહાંગીરને આ જંગલમાં લાવી શકે નહીં, તેથી તું ટેક્ષીમાંજ પાછો ઉપડી જા; અને હું રેલ માર્ગે થાણે થઇને પાછો ફરશ.

ચાંદે જાનીની મતલબ પામી જવા વગર તેની સારીજ સલાહ સમજી "હા દોસ્ત એ હકીકત બરોબર છે" એમ કહી પેલીજ ટેક્ષીમાં ઉપડી ગયો.

હવે જાનીએ રેલવે પાટા પર લોઠ પોઠ સુતેલા જહાંગીરનાં ખીસાં તપાસી તેની જડતી લીધી. તેને પ્રથમ તો એકાદ ખીસું ખાલી પણ કીધું, પણ પછી તેને વીચાર આવ્યો કે મારાં કપડાં જહાંગીરને પહેરાવું ને જહાંગીરનાં હું પેહરું કે જેથી જ્યારે તે રેલવે તળે કચડાઇ જાય ત્યારે તેને કોઇ ઓલખી શકે નહીં ને જ્યારે ઓળખી શકે નહીં ત્યારે તેનાં ખુનની જાજી ચર્ચા પણ થાય નહીં, એ મતલબે તેને જહાંગીરના ખીસામાંથી જે કાંઇ કહાડેલું તે પાછું મુકી દીધું અને જહાંગીરનો, કોટ પાટલુન, હેટ કહાડી લઇ પોતાનાં કંગાળ કપડાં જહાંગીરને પહેરાવ્યાં.

આ કપડાં બદલવાની ફેર બદલીનું કામ પુરેપુરું ખલાસ થાય તે અગાઉથીજ જહાંગીરની કેફ ઉતરી ચુકી હતી, અને પોતે પુર સુદ્ધીમાં આવી ચુકો હતો, પણ તે જાણી જોઈ શું બને છે તે જોયા કરવા જાણે હજી કેફમાં હોય તેમજ ચીગો મીંગો થઇ પડી રહ્યો. અને જેવો પેલો જહાંગીરને પાટા પર પાછો સુવાડીને ઉઠયો તેવોજ એક ઝટાક મારી

જહાંગીર ખડો થઈ ગયો. અને જાનીનાં હાથમાં જહાંગીરે પોતાનો ઘડીયાળ છેડો જોયો, જહાંગીરે ઝનુનમાં આવી તે છુટાવાની કોશીષ કીધી; પણ આણી તરફ જાની પુરેપુરો મવાલી હતો અને મારાંમારીનાં દાવ પેચ જાણતો હતો.

પેલી તરફ જહાંગીરને પોતાની વરસોની ફીઝીકલચર પ્રેકટીસે યારી આપી! તે લટખટયા જાની સાથે મીનીટો બાઠોબાઠ લડયો. સામેથી એક ટ્રેન ધમધમ કરતી આવવાનો સાદ્દ સંભળાયો, તેઓ બન્ને સડકની ઉપરજ કુસ્તીબાજી ચલાવી રહ્યા હતા.

એકજ પળ! ટ્રેન લગોલગ ધસી આવી અને તેનું એનજીન ઘણું તો ૫—૧૦ કદમજ દુર દોડતું આવતું હતું, તેજ કરોકટ પળે જહાંગીરે જાનીને તે રેલવેના પાટાપર પટકયો અને તરત જેવો એક બે ઇંચ ખસ્યો તેટલાંજ જાનીનાં આખાં શરીર ઉપરથી તે ટ્રેન ચાલી ગઇ, અને જહાંગીરને બદલે જાનીનાં ટુકડે ટુકડા થઇ ગયા!!

જહાંગીર તો આ નહીં ધારેલા બનાવથી ગોયા હરણફાર થઇ ડોળા ધુરકતો થંભજ થઇ ગયો. આ શું બનાવ બની ગયો તે તેનાં મગજમાં બરોબર ઉતર્યુંજ નહીં, તે આ અગાઉ કેરી હાલતમાં હોવાથી તે અહીં કેમ આવવા પામ્યો અને શું થયું તે મગજમાં ઉતારતાં ગોયા મગજથી બે મગજ બની ગયો. અને આવા વીચારોના વમળમાં ગોયા દીવાના માણસ મીસાલ આગળ અને આગળ ત્યાંથી ચાલવાજ લાગ્યો.

આ રીતે તે ત્રણ ચારેક દીવસ બીયાબાન એકાંત જગ્યાઓમાં ભટકી ભુખો તરસો એક ઠેકાણે બેઠો અને હવે ધીરજથી પોતાની હાલતનો વીચાર કરવા લાગ્યો.

જહાંગીરે જ્યારે પેલા પેટા ભાડુતને મોહડેથી હકીકત સાંભળી ત્યારથીજ લગભગ તે પોતાનું મોહત ચેતી ગયો હતો. અને સાકરનો પ્યાર કેટલો પોકળ—મીથ્યા—અને મતલબી હતો તે પામી ગયો; તે પછી દારૂમાં કેફ આપી ત્યાં સુધીનાં બનાવો તેને યાદ કરયા, અને જ્યારે તેને જાણ્યું કે ઝેરીલી સાકરેજ આ બધો તેનાં મોહતનો સામાન ગોઠવ્યો હતો ત્યારે આખી દુન્યાં તેના મનથી કાતીલ ઝેર જેવી લાગી.

'ઓ! મેં જેના ખાતર મારી બૈરી બચ્ચાં, મારો દેશ, વેશ આબરૂ ઇજ્જત સઘળું ખોહયું,—જેને મેં મારા જાનથી વધુ ચાહી,—દુન્યામાં કોઇ

મરદે કોઇ ઓરતને લાડ લડાવ્યા નહીં હોય એવી રીતે મેં ભલાઇઓ કીધી તે અને તેજ ઓરત તરફથી મને આય બદલો? મારોજ જીવ લેવાનો આય તાગડો?"

"બસ દુન્યા, દુન્યા, મેં તારો નકશો નીગાર જોઇ લીધો. જગતનાં ઢંગ રંગ જોઈ લીધા! ગરજની ચાહ, બનાવતી પ્યાર જોઇ લીધા, જેને ગળે લગાડી તેનેજ મારૂં ગળું કાપવાનો દાવ લીધો હવે મારે જીવવું શું ખપનું?" તે અત્રે બોરબોર જેવડાં આસું પાડી એક બાળક મીસાલ ફોકેફોક રડયો.

"અરે કયાંની કયાં મેં ભુલ કીધી કે પેલા મવાલી સાથે હોજાતોજી કીધી, અફસોસ! કાંઇની કાંઇ મારી કેફ છેક છેલ્લી ઘડીએ ઉડી ગઇ! બીજી થોડી મીનીટ મારી કેફ ચાલુ રહી હતે, તો અત્યારે પેલી જહાંન પહોંચી હું સુખી થઇ ગયો હોતે; હવે હું જગતને શું મોહણું દેખાડૂં? મારી બૈરી, બચ્ચાં, મારી બેંકને મળવા કયે કાળે મોહડે જાવું?"

"હા—બસ હવે છેલ્લો એજ રસ્તો છે કે આપઘાત કરીને મારો છેડો લાવું. પણ આપઘાતબી કેમ કરૂં? કયાં જાવું ને શું કરૂ? હાં, સાંમ્બે દરયો દેખાય છે, ચાલ ત્યાંજ જાવું ને એક દુબકાથી મારો દમ આખર કરૂં."

તે કમ તાલેનો બદબખ્ત જહાંગીર દુરથી દરયો દેખતાં એક ઘેલા માણસની માફક ત્યાં ધસ્યો, બલકે દોડયોજ ગયો.

શું જહાંગીર આપઘાત કરશે? અને નહીં તો ત્રેન તળે ચુરો થઇ ગયલા જાનીનાં ખુન માટે તે તકસીરવાર ઠરશે? અરેરે, એક તરફ જહાંગીરની આ હાલત, તેના બૈરી બચ્ચાં રખડી જવાની અણીપર અને બીજી તરફ ઝેહરી નાગણ પોતાના નાકના ફુંફાડાથી ઝેરી ફુંકો મારી કેટલાકોનાં એમ ખુન કરશે? અને આવી બદમાસ બદજાતને કુદરત મદદ કરશે? તેણી નીરાંતે મજાહ કરી શકશે?

> ઓ ઝુડી દુન્યા હાલ, તેરા કયા કયસી તેરી ચાલ;
> કોઇ રોતા, કોઈ હસતા, કોઈ ખોહતા કોઇ હય માલ.
> કોઈ અફસર, કોઇ નોકર, કોઇ બેપર હય બાળ;
> ઇમાંની કો હયરાની ઑર જીંદગાની કા હાલ.



## પ્રકરણ—૩૮ સું.

**[હાયરે દુન્યા! જીવતો છતાં મુવેલો ને મુવેલો છતાં જીવતો! તે કેમ બને? દીકરા નજીક બાપની ભીખ! જીવતાં જીવત મરણની ક્રીયા અને સખાવત! પોતાનુંજ કુટુંબ પોતાનુંજ મકાન—તે છતાં ચોરી છુપીથી ભરાઇને પોતાનાં બચ્ચાંઓને પણ જોવાનો કરાર નહીં! બચ્ચાંઓને જોવાના લોભ માટે પોલીસને હાથ જીલાઈ ગયલો પીતા!]**

બુરા નામ હરગીજ તારા ન હોતા

બુરા બક્તકા સીતારા ન હોતા!

હા! ખાનબહાદુર જહાંગીરશાહ તું કયાં બદબખ્ત ચોગડયે કલકતેથી રજાપર બાહેર જવા નીકળ્યો? તારા કયાં ભોગ લાગા હતા કે બેંક અને કુટુંબને છોડી વધું સુખ અને રેસ્ટની આશ હૈયે ધરી? ઉફ! કયા પથ્થરને પાયે પનોતી બેઠી હતી કે સાકર જેવી જેહરી નાગણની પિછાણ ત્રેનમાં પડી.

અરેરે, કયાં એક વખતનો જહાંગીરનો રોબ? કયાં તે વખતનો બેંકનો મોબદાર આગેવાન શેઠીયો? કયાં તે વખતનો બચ્ચાંઓનાં સુખમાં નીરગમન થયલો પીતા અને કયાં તેની આજની હાલત?

અફસોસ એક નીચ ખવાશની પણ પાતાલ પાણી ચલાવતી નારને ખાતર, તેના પાખંડી પ્યારનાં પુંજણને લીધે, આજે એક વખતનો એ ખા૦ બા૦ જહાંગીરશાહ પાયમાલ બની ખાક ચુમતો બની ગયો! સાકરની હડહડતી, હડખી, હવસી બેવફાઇના કાતીલ ધાથી કાયલ થઇ ગયો. પોતાની હોરમત—ઇજત ધુળમાં મળેલી તેને જોઇ.

સાકર સલીમ અને વાઘરાની કારસાજીથી તે ત્રેનની તળે કચડાઇ મરીજ જતે, પણ મરતો કાંઈ અજબ સંજોગે જીવવા પામ્યો. તે જીવ્યો, તેથી પોતે પોતાને શ્રાપ દેવા લાગ્યો, તેને બીજાઓનું કાવત્રું ધુળમાં મેળવી જીવ બચાવ્યો, પણ હવે પોતે પોતાને હાથેજ પોતાનો જીવ લેવા તૈયાર થયો અને આપણે ગયાં પ્રકરણમાં વાંચ્યું તેમ તે આપઘાત કરવાના ઇરાદાથી એક એકાંત દરીયે કીનારે ધસ્યો ગયો.

આ પળે જહાંગીરને પોતાનું કુટુંબ, કે ઘર કશું યાદ નહતું, દુન્યાદારી તેના મનથી ફના થઈ ગઈ હતી, કારણ કે સાકરે જે ભયંકર દગો

કીધો તેની બેવફાઇનું કાતીલ ઝેર તેને આખે શરીરે ફરી વળ્યું હતું. તે મહા તીરસ્કાર સહિત બબડવા લાગ્યો કે "અરે મને કેવું ઉંધું સુઝયું ? જે ઓરત પોતાના પરણેલાં માટીની નહીં થઇ, તે મારી શું થવાની હતી ?"

પણ હવે તે સઘળો પસ્તાવો ઘણો મોડો હતો. જે થવાનું હતું તે થઇ ગયું હતું અને હવે જહાંગીર મરવાને તતપર થયો. તેને થોડીક ઘડતી બંદગી કરી લીધી. અને નાચારીએ આપઘાત જેવો ઘીક્કારો રસ્તો તેના જેવા એક મહાનામી પુરૂષને લેવો પડતો હતો તેની યાદથી તે ડચકાં ખાતો કીનારેથી આગલ વધ્યો. મરવાનાજ ચોકસ ઇરાદાથી તે ખાધા પીધા વગર, મોંહ હાથ ધોયા વગર, શેવીંગ કરાવ્યા વગર, પેલા મવાલીના કપડાંમાં કેવળ બદલાઇજ ગયો હતો.

ઓ તે જીવ સતોસત પળ! જેવો તે દાંત પીસી મકમ ઠેરાવ કરી દરીયામાં ઝીપલાવવા જતો હતો કે તેના પગ પાસે કીનારે ઘસડાઇ આવેલો એક ન્યુસપેપરનો કટકો પડેલો તેને જોયો તે માંહેલાં એક મોટાં હેડીંગથી તે ચોંકયો ! તરત તેને તે ફાટો તુટો છાપાનો ટુકડો ઉંચકી લીધો અને વાંચવા મંડી ગયો:—

**કલકત્તાના જાણીતા બેંક ઓધેદાર ખા. બા. જહાંગીરશાહનું મુંબઇમાં મરણ...મોટી રકમના બોંડની ચોરી બચાવવા જતાં જાન ખોહયો. થાણાની રેલવે સડક નજીક ત્રેનની તળે છુંદાઇ ગયા.**

"કલકત્તાના આગેવાન જરથોસ્તી, અને બેંક ઓધેદાર ખા૦ બા૦ જહાંગીરશાહ રૂસતમજી બાદશાહ, કે જેઓ કલકત્તાની અંજુમનમાં એક આગેવાન ત્રસ્ટી હતા, અને ત્યાંના જરથોસ્તીઓમાં બહુ જાણીતા હતા તેઓની લાશ ગઈ રાત્રે થાણા નજીક મૂલુંડ સ્ટેશનથી થોડેક દુર રેલવે તળે અકસ્માત રીતે કચડાઇને ટુકડે ટુકડા છુટી પડેલી હાલતમાં મળી આવી હતી.

એવું જણાય છે કે કોઇ કરપીણ મવાલીઓએ મરહુમ જહાંગીર-શાહને લુંટવાની કોશીશ કરી હતી, તેઓ પાસે મોટી રકમની રોકડ અને બેંકના બોંડસ હોવા જોઇયે એવું અનુમાન કરવામાં આવે છે; કારણ કે કેટલાંક બોંડસો તેમની લાસના થઇ ગયલા ટુકડાઓમાંથી અને દગલાના ખીસામાંથી લોહીમાં ખરડાયલી હાલતે મલી આવ્યા હતા. મરનારનું મોહડું તદન છુંદાઈ ગયું હતું અને લાંબે લાંબે ખટકેથી લાશના ટુકડાઓ મલી આવ્યા હતા; જેથી લાસને ઓળખવી બીલકુલ, અશકય થઇ પડી હતી.

પણ બેંક બોંડસ તેમજ કેટલાંક કાગળયાંઓ ઉપરથી મરનારની ઓળખ અને નામઠામ મળી આવ્યા હતાં. એવી અટકળ કરવામાં આવે છે કે, આ એકાંત જગાં જોઇ લુટારાંઓ તેમના ઉપર તુટી પડયા હોય અને પોતાનો બચાવ કરવા મરનારે છેલ્લી ઘડી સુધી લડત ચલાવી હોય, તેટલાં ત્રેન આવી લાગતાં મવાલીઓએ આયકો મારી તેમણે નાંખી દીધા હોય. મરહુમ બા. બા. જહાંગીરશાહ એક ઇજતદાર ઠરેલ બુદ્ધીનાં ને બાહોશ આસામી હતા. અને પોતા પાસના અવેજનો જોખમ સંભાળવા ઇજતને ખાતરજ બાહીમતથી જીવ સતોસત લડીને પોતાનો કીંમતી જાન ખોહયો. પોલીસ લુટારાઓની શોધખોળમાં છે."

તે ન્યુસપેપરના ખરડાયલા ટુકડામાં ભોગજોગે જહાંગીરનો હેવાલ ફાટયા વગરનો આખોજ રહેવા પામ્યા હતો તેથી જહાંગીરે પોતાના મરણની ખબર પોતેજ ફાટ ફાટ થતાં જીગરે વાંચી !

વાંચ્યા પછી તે લાંબો વખત સુધી ઉંડા વીચારમાં પડયો.

"હા ! દુન્યાં તો મને મુવેલો માની ચુકી છે. મારૂં કુટુંબ, મારી બેંક, મારાં પીછાણનાં સ્નેહીઓ, મને મુવેલો નક્કીજ સમજવાના. મારી મરણક્રીયા અને દહાડો વાર પણ થઇ ચુકું હશે. ત્યારે જે ઇજતની શરમીંદગીને ખાતર હું આપઘાત જેવું મહા પાપી કામ કરવા તૈયાર થયો તે હવે શા વાસ્તે કરૂં ? મારૂં નામ, કામ, કીર્તી બધું નાબુદ થયું. આપ મુવે પીર ડુબ ગઇ દુન્યા, તો કાંય નહીં હવે હું નવેજ જનમે નવેજ અવતારે અને નવેજ નામે જીવું !"

બસ ! પેલા છાપાના ટુકડાથી જહાંગીરે આપઘાતનો ઠેરાવ બદલી નાંખ્યો. અને એક જુદાજ આસામી તરીકે ખુદા જીવાડે ત્યાંસુધી જીવવાનો તેણે નિશ્ચય કર્યો.

આ જીવવાનો વીચાર થતાં તો થઇ ગયો. પણ હવે પૈસા ટકા વગર તેણે જીવવું કેમ ? કોઇ મોટે ઠેકાણે જઇ નોકરી માંગતાં તો તેના જીગરના ટુકડા થઇ જતા. આવે મવાલી હાલે પેટ કેમ ભરવું ?

તેણે દીવસો, મહીનાઓ અને વરસો અથાગ હાડેશામાં ગુજાર્યાં. પોતાથી નહીં બની શકે તેવી હલકામાં હલકી મજુરી—કીધી, ગહાહ વહીતરાં કીધાં, ગામે ગામ જ્યાં એકાંત લાગું ત્યાં ભટકયો, છેવટે ભીખ બી માંગી, પણ તેના પેટ જોગું કે કપડાં લત્તા જોગું કમાવું તેને માટે અશકય થઇ પડયું.

હા ! મુફલેસી કેવી શ્રાપ સમાન છે તેનો જીવતો જાગતો અનુભવ હવેજ તેને મળ્યો, તેનો શેઠીયા તરીકેનો મોહાડાંનો કલ્લોજ ફેરવાઇ ગયો; તે કમરેથી વાંકો વળી ગયો. ભયંકર હાડમારીથી તે હતો તેનો અરધો પણ નહીં રહ્યો, તે જો કે જીવતો હતો પણ દુન્યાંની નજરે તો મુવેલો અને ભુલાઇબી ગયો, તેના કુટુંબીઓ કદાપી ભુલ્યા ન હશે તો પણ તેની મરણ ક્રીયા, ચારમ, માસીસો, છમસી, વરસી સર્વ મુદતો વહી ગઇ.

એક દીને તેને રસ્તે પડેલો એક આરસીનો ટુકડો ઉંચકીને પોતાનું મોહ જોયું. "યા ખુદા હું કેટલો બદલાઇ ગયોછું ! મને જોઇ ગમે તેવું અતલગનું બી કોણ કહી શકે કે એકવારનો જાહોજલાલી ભોગવનાર ખાન-બહાદુર જહાંગીરશાહ હુંજ છેઉ ? જ્યારે એમજ છે ત્યારે લાંબો વખત થઈ ગયો હું મારા બચ્ચાઓને દુરથી બી જોવું તો કેમ ? શું તેઓ મને ઓળખી શકે ? કદી નહીં."

× × ×

આ તેના વીચાર પછી લાંબો વખત વહી ગયો નહીં, અનેક યોજ-નાઓ યોજી તે કલકતે જઇ પુગ્યો. હા ! તે કલકતાની ધર્તીપર પગ મુકતાં તેના દીલમાંથી એક ધ્રુજારી બલકે એક ભયંકર કંપારી પસાર થઈ ગઈ. પણ દુઃખે દુઃખે તેની છાતી ધાડી થઇ હતી અને તે ભીખારી માફક ભટકતો આગળ વધ્યો.



## પ્રકરણ—૩૯ મું.

થોડાં વરસની મુદતમાં કલકત્તામાં બધું નવું અને ફેરફાર થઇ ગયલું જહાંગીરને લાગ્યું, તે રસ્તે ભટકતો ભટકતો તેનાં રહેવાને બંગલે પહોંચ્યો.

તે ઉઘાડે પગે ચીથરે હાલ ફકીર જેવો લાગતો, જહાંગીરને પોતાને તો શું પણ એક બાર્ગી તે પારસી હોવાનો પણ કોઇને શક નહીં ઉપજે એવો તેનો અવતાર બે અવતાર થઈ ગયો હતો.

તે કલાકો સુધી પોતાના જુના બંગલાની સાંમે ભોંય પર ફસડો વાળીને બેઠો, એવી મતલબથી કે કોઇ તેનો દીકરો કે ઘેરનું માણસ બાહેર નીકળતાં દેખાય.

પણ–નહી, કલાકો પછી, આખરે તેણે આસપાસ બહુજ સફાઈથી ભીખ માંગવાને મસે તપાસ કીધી તો તેને જણાયું કે ખા. બા. જહાંગીરશાહનું કુટુંબ તેમના ગુજરવા પછી અહીથી ખાલી કરી ગયું હતું.

જહાંગીર નીરાશ થયો. તે લાલચોળ ડોળે ભુખો, તરસો, ભટકતો, એક મોટી નાટકશાળા આગળ ઉભો અને નાટક સીનેમાને લગતાં તરેહવાર વોલ પેપરો ને બોર્ડો તરફ ધીરે ધીરે નજર કરવા લાગ્યો, એકાએક તેની આંખો એક બોર્ડ ઉપર પાડેલી છબી ઉપર ખેંચાઇ, અને એક વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ તે ચોંકયો!

તે તસ્વીર કોઈનીજ નહી પણ તેના વડા બેટા સોહરાબની હતી. તેના હાથમાં એક મ્યુઝીક ઇન્સ્ટ્રુમેંટ હતું. અને આજે રાત્રે પ્રોફેસર સોહરાબનો ગાયનનો જલસો હતો.

ટીકીટો પર ત્યાં પડતા દરોરા ઉપરથી જહાંગીરને સમજવું સહેલ હતું કે અત્યાર અગાઉ તેના બેટાએ મ્યુઝીકમાં સારી નામના મેળવી હશે. આ ઉપરથી કાંઇપણ વધું વીચાર કરયા વગર એક પીટની ટીકીટ પોતે પણ લીધી, અને તે રાત્રે પોતાના બેટાને સ્ટેજ પર જોવાની ખુશાલીમાં તે હરખભેર ત્યાંથી ગયો.

રાત પડી. થીયેટર ધારવા મુજબ એકદમ ચીકાર હતું. જહાંગીરે ઉતાવળે જઈ પોતાના પીટ કલાસમાં પહેલીજ હારની બેઠક મેળવી હતી.

કટોકટ તાઇમે તાલીઓના ગડગડાટ વચ્ચે ડ્રોપ ઉંચકાયો અને બેટો સોહરાબ હાથમાં વાયોલીન સાથે શરૂઆતનો ટયુન વજાડતો ઉભેલો જણાયો.

અહા હા! સોહરાબને ફ્રેંચ બીઅર અને ઝીણી ઝીણી મુછ સાથ ઉંચો મોટો માટીડો થયલો જોઈ જહાંગીર દીલ સાથ ખુશ થઈ ગયો. એકેક પછીના ગાયનોના સુંદર સરોદોથી અને વાયોલીન ઉપરનો તેનો અચુક કાબુ જોઇ લોકો ખુશ ખુશ થતાં, હવે એક જહાંગીરનું ફેવરીટ ગાયન શરૂ થયું કે જે ગાયન જે વેળાએ જહાંગીર પોતાનાં બચ્ચાંઓ સાથે ઘરે ગાતો હતો, તેજ ગાયન સોહરાબે એવું તો આબાદ રીતે આ ઘડીએ સ્ટેજ પર ગાયું, કે જહાંગીરની આંખોમાંથી તરતજ આંસુઓ ગબડી પડયાં, અને તેની બદનશીબી માટે ફોકે ફોક રડયો.

તે આગલો વખત તેને હૈયે ચહડી આવ્યો. અને તે દરદનાક ગાયનની એકેક લીટી એક ભાલા મીસાલ તેની છાતીમાં ભોંકાવા લાગી!

આખરે જલસો ફતેહમંદી સાથ ખલાશ થયો. થીયેટરમાંથી લોકો ધડાધડ બાહેર પડવા મંડયા. પણ જહાંગીર તો ત્યાંજ ગમગીન બેસીજ રહયો. જ્યારે હાઉસ લગભગ સઘળું ખાલી થઇ ગયું ત્યારે કાંઇ વીચાર આવતાં તે ઝડપી પગલે બાહર આવ્યો.

તે ત્યાં એક ઉભેલી મોટરના ઓહામાં ઉભો.

જેવો દીકરો સોહરાબ બાહેર આવ્યો અને તે મોટરમાં ગોઠવાયો તેવોજ તે એકી તગરે દયામણે મોંહડે જોતો તે મોટરનું બારણું પકડી ઉભો.

સોહરાબે જહાંગીરનાં મોંહ સામે જોયું અને તેને ફકીર સમજીને દયાળુ દીલે એક પાવલી તે દીકરાએ તે કમબખ્ત બાપના હાથમાં મુકી, અને મોટર ઉપડી ગઇ.

મોટર જવા પછી ડોરકીપર આગળ જઇ કાલાવાલા કરીને તેને પુછ્યું કે "પ્રોફેસર સાહેબ કાંહ રહેછે? મુજ ગરીબને મદદ કરવા મને ઘરે બોલાવ્યોછે, પણ ઠેકાણું પુછતાં હું ભૂલી ગયો."

તે ડોરકીપરે ઠેકાણું કહેવા પ્રમાણે જહાંગીર બીજે દીને હીંડતો હીંડતો સોધખોળ કરવા ગયો.

અંતે પત્તો મળ્યો.

તે એક બગીચા સાથનો સુંદર બેઠો બંગલો હતો. તે સપટેંબર મહીનો ચાલતો હતો. અને પતેતી પછી ફરવરદીયાન જવાનો વરસનો મુખ્ય દીવસ હતો, બીજે દીને બેટા સોહરાબની સાલગ્રેહ પડતી હતી. અને તેનીજ સઘળી ધમાલ આજે તે બંગલામાં ચાલી રહી હતી.

જહાંગીર બગીચાનાં કંપાઉંડમાં દાખલ થયો અને એક ઝાડના ઓહાં હેથલની બારી નજીક, એક લાકડાંનો પેટારો હતો તે ખેંચી તેનાં ઉપર ઉભો રહી, બારીના વીનીશનમાંથી પોતાના વહાલાંઓ વચ્ચે શું બનાવ બને છે તે જોવા લાગ્યો.

તે બારીની અંદરથી અંદરનો સઘળો દેખાવ નજરે પડતો હતો.

છએ છ છોકરાંઓ અને ધણીયાણી દીનબાઇ ફરવરદીયાંન જવા તૈયાર થતાં હતાં, તેઓની આપસ આપસની વાતચીત ઉપરથી જહાંગીરે જોઇ લીધું કે જહાંગીરને નામની તેઓએ સખાવત કરીને ડુંગરવાડી ખાતે કીયા કામ માટે ખાસ એલાહેદી ઓરડી બંધાવી હતી; અને ત્યાં જહાં-

ગીરની યાદગીરી માટે સળી મુકાવી હતી, જે સળી ઉપર ટાંગવા માટે ફુલોનો હાર વગેરે તેઓ લેતાં હતાં.

ધણીયાણી દીનબાઇની છોકરાંઓ સાથની વાતચીતમાં જણાયું કે તે પવીત્ર ઓરડી બાંધવાના ખરચ માટે અરધી સખાવત બેંક તરફથી થઇ હતી. જાણે જહાંગીરશાહ આજેજ ગુજરયા હોય તેવાં આ વખતે તેઓ ગંભીર દીસતાં હતાં, તેઓ સઘળાં મોટરમાં ફરવરદીયાંન જવા નીકળી પડયાં અને જહાંગીર એકવાર ફરીથી તે કંપાઉંડમાંથી લાગ જોઇ છુપાઇને બાહેર આવ્યો.

બીજી સાંજે ઝઝકળું થવા પછી તે ઉપલી જગોએ પાછો ભરાયો. ને પેલાજ બગીચાનાં પેટારાપર ઉંચે ઉભો થઇ બારીની વીનીશનમાંથી પોતાના કુટુંબનો મહેમાર નીહાલવા લાગ્યો.

આજે સોહરાબની સાલગ્રેહની ખુશાલીમાં તેઓ સઘળાં ખુશ ખુશાલ હતાં, તેઓએ જહાંગીરની અસલ કેળવણી માફકજ પહેલે બંદગી કીધી અને પછી સઘળાં જમવા બેઠાં.

જહાંગીરે જોયું કે છ છોકરાંમાંથી બે બેટી અને બે બેટા ઉમરનાં થઇ ચુકાં હતાં અને આજની સાલગ્રેહને લીધે, ગઇ કાલ જેવાં ગમગીન નહીં હતાં, આવી રીતે હજી કેટલોક વખત સુધી જહાંગીરે સઘળા ચેનચાળા જોયાજ કીધા હતે, પણ તેટલાં રસ્તે જતાં એક સીપાઇની નજર કંપાઉંડમાં પડી.

તે અંદર દાખલ થયો. જહાંગીરની તો પીઠજ હતી. સીપાઇ સમજ્યો કે પેટારાપર ચહડીને કોઇ ચોર અંદર દાખલ થવાની કોશેષ કરે છે, તે હલવે પગલે તેની પાછળ ગયો, સીપાઇ મનમાં મલકાયો કે આજે ચોર સાબુત પકડાયો છે ને જરૂર મારૂં માન ને પદવી વધશે, તેથી તેને ઉલ્લત પકડી જહાંગીરને મજબુત રીતે ગલચીમાંથી પકડયો ને નીચે તોડી પાડયો.

તેવોજ પેટારો ખસવાનો અને કોઇ બગીચામાં પડવાનો મોટો અવાજ થયો, સીપાઇએ તરતજ સીપટી ફેંકી બીજા સીપાઇની મદદ લીધી, ઘોંઘાટ વધી ગયો એટલે જમતાં જમતાં ઉઠીને મા દીકરાં સઘળાંઓ ત્યાં દોડી આવ્યાં, કે એ કોણ હતું ?



## પ્રકરણ—૪૦ મું.

**[પીંજરામાં પુરાયલું બુલબુલ! હવે જહન્નમનું કામ નહીં! "કયું જી, શહેજાદી અલબેલી બન ગઈથી હે'?" અર્વાચીન મોજેમો—હજારો સાટાખટ કે લાખ્ખો લગનથી આલા જોડાણ! રૂમ રૂમ બોલાવાની માસ્તર કી! આંખનો નેજારો કે કાતીલ તીરનો ઘુજારો? રસ પર ચહડેલો મામલો!]**

"ચોરને પાટલે ધુળ" તે કહેતી ખોટી નથી, સાકરે સલીમની કુમ-કપર અને વાઘરાની ઉસકેરણી પર જહાંગીર સાથ ભલાઇના બદલામાં બુરાઈ કરી લુટાછેડા તો કરી નાંખ્યા; પણ જહાંગીર તરફથી લુટફાટમાં જે કાંઇ મલ્યું તે માહેલી મોટે ભાગની મલાઇ તો વાઘરો પોતેજ હાઉ કરી ગયો.

પોતાનો નેક ધંધો—હાથી દાંતનો વેપાર! વળી રમના રણસંગ્રામનો બેહદ બેહકાર!! બે ત્રણ મહીનામાં તો તે હાથી સમ રકમના ચણા દારયા પણ કરી નાંખ્યા! અને આગલાં કરજોના દગલામાં બીજા ડુંગરો ચઢાવી નવ નવા રસીલા રંગીલા બુઢા કે જવાન મીત્રો ઢુંડવામાં તે ખડે પગે તૈયાર થઇ મેદાન પડયો.

અરે વાહરે વાઘરા! ભરથાર હો તો એક ભંગ્યણને ત્યાંબી તારા જેવા ના હોજો! અને ઓ નાપેકાર સાકર, તુંજ જેવી નીચ નાર એક આંધળા ભીખારીને ત્યાંબી ના હોજો!

સલીમ વીષે શું ધાર્યું ?

તે તો સાકર જેવું ખુબસુરત બુલબુલ પોતાને હાથથી ઉડી ગયલું પાછું પીંજરામાં પુરાયલું જાણી ફુલી ફાટી જતો હતો—પોતાના પહેરવેશમાં માયો સમાયો નહી જતો!

અપુર્ણ.

**બાહેર પડી ચુકેલાં પુસ્તકો:—**

**૧ થી ૧૧ નંબરની વાર્તાની ચોપડી ખલાસ થઇ છે.**

૧૨ ખાવીંદ કે ખજાનો?
૧૩ બીજવરની બાજી
૧૪ પાડોશીની પુત્રી
૧૫ ગોરી બલા
૧૬ ગરીબીનો ગુનાહ
૧૭ અદેખાઇનો અંધાપો
૧૮ નાર નીરાધાર
૧૯ પર કોમી પ્રેમ
૨૦ પુર્ણ પતીવ્રતા
૨૧ રૂપની રાણી
૨૨ છેલછબીલીનો અંત
૨૩ ચતુર ચાતુરી
૨૪ કુદરતની કરામત
૨૫ પરણું યા તો મરૂં!
૨૬ પ્રેમ શકતી
૨૭ ડોળતી દયાનત
૨૮ તોખમમાં તલેશરૂ
૨૯ બળવંત બળીદાન
૩૦ દિલાવર દિલબર
૩૧ ફોકતનો ફાંફો!
૩૨ કન્યા કસોટી!
૩૩ તગદીરનું ત્રાજુ
૩૪ કમબખ્તીના પારાવાર!
૩૫ પ્રેમનો પરમાર્થ
૩૬ ખુબસુરતીના ખેલ!
૩૭ ગમ્મતનાં ગાબરાં
૩૮ માયાકુળ મહિલા
૩૯ દયાનત તેવી બરકત
૪૦ વ્હેમની વિપતી,
૪૧ પ્રેમનું પ્રબળ!
૪૨ વફાની પુટલી!
૪૩ ખુને જીગર!
૪૪ 'અનાથ યુવતી'
૪૫ નાઝનીન મહેઝબીન!
૪૬ "કરપીણુ કારગો"
૪૭ "કુળવંત કળી"
૪૮ બુલબુલ કે બળા!
૪૯ નેકજાદ નરગેસ
૫૦ વિર વનિતા
૫૧ દગાબાજ દુન્યા.
૫૨ નકલી નાઇટ
૫૩ ઠગાઇ કો'ની સગાઇ?
૫૪ ભપકાબંધ ભરથાર!
૫૫ "ભોળપણનો ભાર"
૫૬ વિવાહ પછીના વિઘન!
૫૭ નાદાનીનો નતીજો.
૫૮ એક તાગડો.
૫૯ "વનમાગી વનિતા."
૬૦ ગરીબીનો ગજબ.
૬૧ પવિત્ર કે પાપી?
૬૨ વેશવાળ પછીના વાદળ!
૬૩ બે ઇમાન કોણ—મરદ કે ઓરત!
૬૪ અફસોસનાં આંસુ
૬૫ "પાપી પત્ની'
૬૬ દિલની સાચ્ચી
૬૭ કમાલ કૉમિડી!
૬૮ નિરાળી નિરધન
૬૯ ભલાનું ભલું!
૭૦ ખુદાને દ્વારનું જોડું
૭૧ સમાજીક સંકટ.
૭૨ દિલાવર દુશ્મન
૭૩ પરણ્યા પછીની પંચાત.
૭૪ પુનર્મિલન
૭૫ જાસુસ કે જાદુગર
૭૬ સદ્‌ગુણી શહેરીયાર
૭૭ 'નવ્વાણું તચની નવી!"
૭૮ બુરાનું બુરૂં
૭૯ તકોબરીની તોજેશ.
૮૦ માયાનો મોહ!
૮૧ "ઓરત કે આફત?"

Printed by Moolchand Kasandas Kapadia at "Jain Vijaya" P. Press
SURAT & published by Ruttonsha F. Acharia
Crawford Market, BOMBAY. 1

નંબર ૮૨ મી આવતી વાર્તા. નામે—

## “ જોડભાઈની જંજાળ ! ”

આવતી તા. ૧ લીએ બહાર પડશે.

---